પ્રદેશો રહે છે ? ઉત્કૃષ્ટપદે કેટલાએક જીવના પ્રદેશો રહે છે ? સમગ્ર જીવો કેટલા છે ? તેમજ આ ત્રણે પરસ્પર એકબીજાથી કોણ વધુ ઓછા છે ? તથા જઘન્યપદ તથા ઉત્કૃષ્ટપદ કોને કહેવામાં આવે છે, તથા એક આકાશપ્રદેશ ઉપર એક જીવના, નિગોદ સંબંધી જીવોના તથા ગોળા સંબંધી જીવોના કેટલા પ્રદેશો અવગાહ્યા છે ? તથા એક જીવની નિગોદની તથા ગોળાની કેટલી અવગાહના છે ? ગોળો કેવી રીતે બને છે ? જઘન્યપદ તથા ઉત્કૃષ્ટપદ કયા સ્થળે બને છે, ગોળા કેટલા છે ? એક ગોળામાં કેટલી નિગોદ છે ? એક નિગોદમાં જીવો કેટલા છે ? આ વગેરે પ્રશ્નોના ઉત્તર વિસ્તારથી આ ગ્રંથમાં આપવામાં આવ્યા છે સાથે આ વાતને કાલ્પનિક દૃષ્ટાંતથી પણ સચોટ દરેક સમજે તેવી રીતે બતાવવામાં આવેલ છે. એકંદરે દ્રવ્યાનુયોગ સમજવો કઠીન છે તે આ પ્રકરણોથી સાબીત થાય છે, છતાં સ્વપરના હિતની ખાતર આ ત્રણે પ્રકરણોનું રહસ્ય પ્રકરણને અંતે સારાંશ તરીકે અલગ આપેલ છે, આથી દ્રવ્યાનુયોગનો તદ્દન અજાણ માણસ પણ તેમાં પ્રવેશ કરી શકવા ભાગ્યશાળી બને છે. એકંદર આ ત્રણે પ્રકરણોનું ભાષાંતર મૂલ તથા ટીકાનું અક્ષરશઃ કરી છેવટે સારાંશ આપી આ ગ્રંથને બનતી મહેનતે વાચકને પ્રિય થઇ પડે તેવો બનાવ્યો છે, છતાં દૃષ્ટિદોષથી તથા ગ્રંથ લખવાનો પ્રારંભ આ મારો પ્રથમ હોવાથી તેમજ ગુજરાતી ભાષાનું જ્ઞાન જેવું જોઇએ તેવું ન હોવાથી જે કાંઇ પણ ખામી આ ગ્રંથમાં રહેવા પામી હોય તે ખામીઓ જો વિદ્વદ્વર્યો જણાવશે તો ઉપકાર સાથે તે બાબતનો સુધારો કરવામાં આવશે. આ પ્રકરણો સં. ૧૯૭૧ ના આસો માસની ઓલીના વખતે પાટણની પ્રથમ આગમ વાચનામાં વિદ્વદ્વર્ય પં. મા. શ્રી આનંદસાગરજી મહારાજે વાંચેલા હતા અને તે વખતે આ પ્રકરણોનું જો ભાષાંતર થાય તો સ્વપરને ઘણો ફાયદો થાય, આવી જીજ્ઞાસા મને ઉત્પન્ન થઇ. તેમજ સાગરજી માહારાજશ્રીએ પણ ભાષાંતર કરવા સૂચના કરી આથી પ્રબલ ઇચ્છા થઇ અને આખરે આ ત્રણે પ્રકરણોનું ભાષાંતર કરી તેઓશ્રીને તથા તેમના વિદ્વાન્ શિષ્યરત્ન માણેકસાગરજીને બતાવ્યું. તેઓશ્રીએ કેટલુંક ઉપરથી જોયું અને જ્યાં જ્યાં સુધારો વધારો કરવાનો હતો તે પણ કર્યો છે, તેમજ ભાષાંતરના ભાષા જ્ઞાનમાં સુધારો વધારો કરવા તેમજ ગ્રંથની શુદ્ધતા કરવા માટે તપસ્વી મહારાજશ્રી ખાંતિવિજયજી દાદાના વિદ્વાન્ શિષ્યરત્ન મહારાજશ્રી મોહનવિજયજીએ બનતો પ્રયાસ કર્યો છે. જેથી ઉપર બતાવેલ મહાત્માઓનો આ સ્થળે અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

તેમજ ગુરૂવર્ય પં. મહારાજ શ્રીકમલવિજયજી ગણિજીમહારાજે તથા વડિલ બંધુ ગુરૂભાઈ પં. મહારાજશ્રી કેશરવિજયજી ગણિજીનો આ સ્થળે અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે. કે જેઓશ્રીએ મારા જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણોમાં વૃદ્ધિ કરવા અને અનેકશ અવસરે અવસરે સૂચના કરી જે મહાન ઉપકાર કર્યો છે તેથી આકર્ષાય આ લઘુ પુસ્તક તેઓશ્રીના ઋણમાંથી મુક્ત થવા બદલ તેઓશ્રીનેજ સમર્પણ કરી આનંદ પામું છું.

સં. ૧૯૭૩ પોસ શુદ પૂર્ણીમા સોમવાર. } લી. મુનિ દેવવિજયજી.

## સુચના.

બાકી રીતે પ્રથમ અમોએ પ્રકરણ પુષ્પમાળાના પ્રથમ પુષ્પ તરીકે કાય- વિચાર સિત્તરી, વિચાર પંચાશિકા, મૂળ અને ભાષાંતર સાથે પ્રસિદ્ધ ], તેવીજ રીતે આ ત્રણે ગ્રંથો મૂળ તથા ટીકા સાથે અમારા તરફથી પ્રસિદ્ધ થયેલ હતા છતાં આવા પ્રકરણોના અભ્યાસી મહાશયોની સુગમ- ર આ ત્રણે ગ્રંથો મૂળ ટીકા અને ભાષાંતર સાથે અમોએ પ્રસિદ્ધ




॥ श्रीपार्श्वनाथायनमः ॥

श्रीमद्रत्नसिंहसूरिविरचितवृत्तिसहिता

# परमाणुखण्डषट्त्रिंशिका।



यथास्थिताणुजीवादिपदार्थगणदेशकम्।
सर्वज्ञं त्रिदशस्तुत्यं, नत्वा वीरं जिनेश्वरम् ॥१॥

पुद्गलानां निगोदानां, सत (च) स्वप्रतिपादिकाः।
गाथाः किञ्चिद्विवियन्ते, भगवत्यङ्गवृत्तितः ॥२॥

યથાસ્થિત પરમાણુ તથા જીવાદિ પદાર્થોના સમુદાયને કથન કરનાર તથા સર્વ પદાર્થને જાણનાર તેમજ દેવોથી સ્તુતિ કરાએલા એવા વીર જીનેશ્વરને નમસ્કાર કરીને (૧) પુદ્ગલો તેમજ નિગોદના સ્વરૂપને પ્રતિપાદન કરનાર કેટલીક ગાથાઓ ભગવતી સૂત્રની ટીકા થકી લઈ અહીં વિવરણ કરવામાં આવે છે. (૨)

विवाहप्रज्ञप्त्याख्यपञ्चमाङ्गस्य विवरणे पञ्चमशते सप्तमोद्देशके पुद्गलवचनप्रस्तावे सूत्रोक्तार्थविवरणरूपा गाथा नवाङ्गवृत्तिकृद्भिः पूज्यश्रीमदभयदेवसूरिभिर्लिखिताः किञ्चिद्विवृताश्च, तासां संप्रदायगम्यो गुरूपदेशात्कश्चिदर्थलवो लिख्यते। ताश्चेमाः-

વિવાહ પ્રજ્ઞપ્તી નામના પંચમ અંગના પાંચમા શતકના સા-

તમા ઉદ્દેશાના વિવરણમાં પુદ્ગલના સ્વરૂપને કહેવાના પ્રસ્તાવમાં સૂત્રોમાં કહેલ અર્થના વિવરણરૂપ ગાથાઓ નવઅંગની ટીકાકાર પૂજ્ય શ્રીમાન્ અભયદેવસૂરિ મહારાજે લખેલ છે. તેમજ તેનો કાંઈક વિસ્તાર પણ કર્યો છે. તેજ ગાથાઓનો અર્થ કાંઇક સંપ્રદાય થકી અને કાંઇક ગુરૂના ઉપદેશ થકી ગ્રંથકર્ત્તા શ્રીમાન્ રત્નસિંહસૂરિ મહારાજ અહીં બતાવે છે.

**खित्तोगाहणदव्वे, भावट्ठाणाउ अप्पबहुअत्ते ।**
**थोवा असंखगुणिया, तिन्नि अ सेसा कहं नेया ? ॥१॥**

મૂળાર્થ—પુદ્ગલ સંબંધિ ક્ષેત્ર, અવગાહના, દ્રવ્ય, તેમજ ભાવસ્થિતિ કાલને આશ્રિ, અલ્પબહુત્વની વિચારણાને અંગે, સર્વથી અલ્પ, ક્ષેત્રસ્થિતિ કાલ છે. તેના કરતાં શેષ ત્રણે અસંખ્યાત ગુણા છે. તે કેવી રીતે જાણવા ?.(૧)

इह पुद्गलानां क्षेत्रे, अवगाहनायां, द्रव्ये, भावे च स्थितिकालमाश्रित्य अल्पबहुत्वविचारे क्षेत्रस्थितिरल्पा । अवगाहनादीनां स्थितयः शेषास्तिस्रोऽपि प्रत्येकं क्रमेणाऽसंख्यगुणिताः कथं ज्ञेयाः? इति संक्षेपार्थः ॥ विस्तरार्थस्तु—स्थानायुरिति पदं क्षेत्रादीनां प्रत्येकमभिसंबध्यते । तत्र क्षेत्रस्थानायुः, अवगाहनास्थानायुः, द्रव्यस्थानायुः, भावस्थानायुश्च । तत्र क्षेत्रस्थानायुः क्षेत्रे एकप्रदेशादौ स्थानं यत्पुद्गलानामवस्थानं तद्रूपमायुः क्षेत्रस्थानायुः, पुद्गलानामेकक्षेत्रेऽवस्थानमित्यर्थः १ । अवगाहनाया नियतपरिमाणनभःप्रदेशव्यापि-

१ 'खेत्तो' इत्यपि । एवमग्रेऽपि यत्र यत्र 'हुति-होंति, मित्त-मेत्त, वुच्छं-वोच्छं, पुग्गलं-पोग्गलं, इत्तो-एत्तो, अ-य, इगं-एगं, चित्र-चित्त, इक्कि-एक्के, संकोअ-संकोय, सुहम-सुहुम, संखिज्ज-संखेज्ज' इत्येतानि पाठान्तराणि पुस्तकान्तरेषु दृश्यन्ते, परं तानि सलक्षणत्वेन टिप्पण्या न न्यस्तानि ।

२ 'क्षेत्रादीनाम्' इति क्वचिदस्ति ।

त्वस्य पुद्गलानां स्थानमवस्थानं तद्रूपमायुरवगाहनास्थानायुः, पुद्गलानामेकयावगाहनयावस्थानकाल इत्यर्थः २। द्रव्यस्याणुत्वादिभावेन यदवस्थानं तद्रूपमायुर्द्रव्यस्थानायुः, पुद्गलानामेकस्कन्धपरिणामेनावस्थानकाल इत्यर्थः ३। भावस्य कृष्णत्वादिगुणकदम्बकस्य स्थानमवस्थानं तद्रूपमायुर्भावस्थानायुः, पुद्गलेषु विवक्षितकृष्णत्वादिगुणानामवस्थानकाल इत्यर्थः ४। ननु क्षेत्रस्यावगाहनायाश्च को भेदः ? उच्यते, क्षेत्रमवगाढमेव, अवगाहना तु विवक्षितात्क्षेत्रादन्यत्रापि पुद्गलानां तत्परिमाणक्षेत्रावगाहित्वमिति। अयमभिप्रायः—यदा विवक्षितक्षेत्रे कश्चित्पुद्गलस्कन्धोऽसत्कल्पनया नभःप्रदेशदशकावगाढो यावत्तिष्ठति, तावत्क्षेत्रस्थानायुरित्युच्यते। यदा तु विवक्षितक्षेत्रात्क्षेत्रान्तरेषु स एव पुद्गलस्कन्धो नभःप्रदेशदशकावगाढतयैव यावत्संचरति, तावदवगाहनास्थानायुरित्युच्यते। यस्तु स एव पुद्गलस्कन्धो विश्रसापरिणामेन पिण्डितरूतन्यायेन घनीभवन्नभःप्रदेशपञ्चकेऽपिण्डितरूतन्यायेन स्फारीभवन्नभःप्रदेशपञ्चदशके वा यावत्तिष्ठति तावद्द्रव्यस्थानायुरित्युच्यते। यदा तु स एव पुद्गलस्कन्धः स्वपरमाणुवियोजनेन अपरपरमाणुसंयोजनेन वा द्रव्यान्तरत्वमापन्नोऽपि[2] यावत्पूर्वपर्यायान् कृष्णत्वादीन्न मुञ्चति, तावद्भावस्थानायुरित्युच्यते। तेषां क्षेत्रावगाहनाद्रव्यभावस्थानायुषां परस्परेण यदल्पबहुत्वं तस्मिन् विचार्ये पुद्गलानां क्षेत्रावस्थानायुः सर्वस्तोकं, शेषाण्यवगाहनास्थानायुःप्रभृतीनि त्रीणि यथोत्तरमसंख्यगुणानीति कथमिति शिष्यप्रश्नः ॥ १ ॥

ટીકાર્થ—અહીં પુદગલો સંબંધી ક્ષેત્ર, અવગાહના, દ્રવ્ય, તેમજ ભાવ સ્થિતિકાલને આશ્રિ, અલ્પબહુત્વના વિચારમાં ક્ષેત્ર-

१ 'रूत' इति पदं पुस्तकान्तरे नास्ति। २ 'ऽपि' इति पदं क्वचिन्नास्ति॥

સ્થિતિકાલ અલ્પ છે. તેના કરતાં બાકીના ત્રણેની સ્થિતિ કાલ ક્રમથી દરેકની અસંખ્યાત ગુણિ છે. તે કેવી રીતે જાણવી? આ મુજબ સંક્ષેપ અર્થ કહ્યો. હવે વિસ્તાર અર્થ કહે છે. સ્થાન આયુ આ પદ ક્ષેત્રાદિ દરેક સાથે જોડવું. જેથી ક્ષેત્ર સ્થાન આયુ બતાવતા કહે છે કે-પુદ્દગલોનું એક પ્રદેશાદિ ક્ષેત્રને વિષે રહેવારૂપ જે સ્થાન, તે રૂપ આયુ, તેને ક્ષેત્રસ્થાન આયુ કહે છે. અર્થાત્ પુદ્દગલોનું એક ક્ષેત્રમાં રહેવું. ૧. અવગાહના સ્થાન આયુ, એટલે પુદ્દગલોનું નિયમિત પરિમાણુવાળા આકાશપ્રદેશોને વિષે વ્યાપીને રહેવારૂપ આયુ-અવગાહના સ્થાન આયુ કહીએ. અર્થાત્ પુદ્દગલોનું એક અવગાહનાવડે રહેવાપણું. ૨. દ્રવ્યસ્થાન આયુ એટલે દ્રવ્યનું પરમાહવાદિ ભાવવડે કરી જે રહેવું. તે રૂપ આયુ દ્રવ્યસ્થાન આયુ કહીએ. અર્થાત્ પુદ્દગલોનું એકસ્કંધરૂપ પરિણામવડે રહેવાપણું. (૩) ભાવસ્થાન આયુ એટલે જે કૃષ્ણાદિગુણના સમુદાયનું જે રહેવું તે રૂપ જે આયુ તે ભાવસ્થાન આયુ કહીએ. અર્થાત્ પુદ્દગલોને વિષે ઇચ્છિત કૃષ્ણત્વાદિ ગુણોનું રહેવાપણું. ૪ અહીં શિષ્ય શંકા કરતો કહે છે જે ક્ષેત્ર તથા અવગાહના આ બેમાં શો ફેર છે? શાસ્ત્રકાર ઉત્તર આપે છે-ક્ષેત્ર અવગાહેલ હોય છે, અને અવગાહના તો ઇચ્છિત ક્ષેત્ર થકી અન્ય જગોએ પુદ્દગલોનું ઇચ્છિત પરિમાણુવાળા ક્ષેત્રમાં રહેવાપણું. આનું રહસ્ય આ છે કે જે વખતે ઇચ્છિત ક્ષેત્રમાં કોઈ પણ પુદગલ સ્કંધ અસત્ કલ્પનાવડે દશ આકાશ પ્રદેશને વ્યાપિને જ્યાંસુધી રહ્યા છે, ત્યાંસુધી ક્ષેત્રસ્થાન આયુ કહેવાય છે. જે વખતે ઇચ્છિત ક્ષેત્ર થકી બીજા ક્ષેત્રોને વિષે તેજ પુદ્દગલ સ્કંધ દશ આકાશ પ્રદેશને વ્યાપીને જ્યાંસુધી સંચરણ કરે છે, ત્યાંસુધી અવગાહના સ્થાન આયુ કહેવાય છે. તેમજ વળી તેજ પુદ્દગલ સ્કંધ વિશ્રસા પરિણામ વડે પિંડીભૂત રૂના ન્યાયવડે કરી ઘનીભૂત થઈ પાંચ આકાશ પ્રદેશમાં અથવા અપિંડીભૂત રૂના ન્યાયવડે કરી વિકસ્વર થઈ પંદર આકાશ પ્રદેશમાં જ્યાંસુધી રહે છે, ત્યાંસુધી તેને દ્રવ્યસ્થાન આયુ કહે છે. વળી તેજ પુદ્દગલ સ્કંધ પોતામાં

રહેલ કેટલાક પરમાણુ તે છોડવાવડે અગર બીજા કેટલાક પરમાણુને ગ્રહણ કરવાવડે જૂદું દ્રવ્યપણું પ્રાપ્ત થયે છતે પણ જ્યાંસુધી પૂર્વના પર્યાય જે કૃષ્ણત્વાદિ છે, તેને છોડે નહિં. ત્યાંસુધી તેને ભાવસ્થાન આયુ કહેવામાં આવે છે. તે પુદ્ગલો સંબંધી ક્ષેત્ર, અવગાહના, દ્રવ્ય, તેમજ ભાવસ્થાન આયુને આશ્રિ, પરસ્પર જે અલ્પપણું તેમજ વધારેપણું રહેલ છે. તે બાબત વિચાર કરતાં પુદ્ગલોનું ક્ષેત્રસ્થાન આયુ સર્વથી અલ્પ છે. તેના કરતાં શેષ બાકીના અવગાહના સ્થાન આયુ આદિ ત્રણ છે. તે યથાક્રમપણે અસંખ્યાતગુણા છે. કેવી રીતે? આ શિષ્ય પ્રશ્ન છે. (૧)

इममेव गाथामुत्तरगाथाभिः पमश्नयन्नाह—

**खित्तामुत्तत्ताओ, तेण समं बंधपच्चयाभावा।**
**तो पोग्गलाण थोवो खित्तावट्ठाणकालो उ ॥२॥**

અહીં શાસ્ત્રકાર માહારાજ આજ ગાથાને બીજી ગાથાઓ સાથે વિસ્તારથી બતાવતાં ઉત્તર આપે છે.

મૂલાર્થ—પુદ્ગલોનો ક્ષેત્ર સ્થિતિકાલ અલ્પ છે. કારણકે ક્ષેત્ર અમૂર્ત્ત હોવાથી તેમજ અમૂર્ત્ત ક્ષેત્ર સાથે પુદ્ગલોનો કોઇ સંબંધ પણ ન હોવાથી (૨).

क्षेत्रस्याकाशस्यामूर्त्तत्वेन तेन क्षेत्रेण सह पुद्गलानां विशिष्टबन्धप्रत्ययस्य विशिष्टबन्धकारणस्य स्नेहादेरभावान्नैकत्र क्षेत्रेऽतिचिरं तिष्ठन्तीति शेषः । अयमाभिप्रायः—विवक्षितक्षेत्रे विशिष्टपरिणामवन्तः पुद्गलाश्चिरावस्थानकारणाभावात् कियन्तमपि कालं स्थित्वा तमेव परिणाममत्यजन्तोऽपरापराणि क्षेत्राणि स्पृशन्तीति यस्मादेवं ततः पुद्गलानां क्षेत्रावस्थानकालः 'थोवो' इति सर्वस्तोक इत्यर्थः ॥ २ ॥

**टीकार्थ**—આકાશરૂપ ક્ષેત્રને અમૂર્ત્તપણું હોવાથી આકાશની સાથે પુદ્ગલોનો કોઈ વિશિષ્ટ સંબંધનું કારણીભૂત સ્નેહાદિ ન હોવાથી એક ક્ષેત્રને વિષે પુદ્ગલો ઘણો કાલ રહેતા નથી. આનો પરમાર્થ આ છે કે ઇચ્છિત ક્ષેત્રમાં વિશિષ્ટ પરિણામવાલા પુદ્ગલોનું ઘણો કાલ રહેવાનું કાંઈ કારણ ન હોવાથી તે પુદ્ગલો કેટલોક કાળ રહીને તેજ પરિણામને ત્યાગ ન કરતાં બીજા ક્ષેત્રને સ્પર્શે છે. આજ કારણથી પુદ્ગલોનો ક્ષેત્ર સ્થિતિકાળ સર્વથી અલ્પ છે. (૨)

अथावगाहनायुर्बहुत्वं भाव्यते[1]—

**अन्नखित्तगयस्सवि, तं चिअ माणं चिरंपि संचरइ।**
**ओगाहणनासे पुण, खित्तन्नत्तं फुडं होइ ॥ ३ ॥**

હવે અવગાહના કાલનું બહુપણું બતાવે છે.

**मूळार्थ**—અન્ય ક્ષેત્રમાં ગયે છતે પણ તેજ પુદ્ગલ સ્કંધનું પરિમાણ ઘણો કાળ રહે છે. પણ અવગાહનાનો નાશ થયે છતે ક્ષેત્રનુ અન્યપણું પ્રગટ થાય છે. (૩)

अन्यक्षेत्रगतस्यापि पुद्गलस्कन्धस्य तदेव प्रमाणं सैवावगाहना चिरमपि संचरति अवतिष्ठते। अयमाशयः–विवक्षितक्षेत्रे यावत्सु आकाशप्रदेशेषु परमाणुस्कन्धोऽवस्थित आसीत्, तावत्प्रदेशव्यापितयाऽन्यक्षेत्रगतोऽपि लभ्यत इति। अवगाहनानाशे पुनः क्षेत्रान्यत्वं स्फुटं भवति; अवगाहनानाशश्च परमाणुस्कन्धस्य संकोचेन स्तोकप्रदेशाऽवस्थायितायां विकाशेनाधिकप्रदेशावस्था-

---

१ 'भावयन्नाह' इति क्वचित्। एवं 'भाव्यते' इत्यवतरणिकापदे सर्वत्र ज्ञेयम्।

२ 'चिरत्त' इत्यपि क्वचित्॥

यितायां वा संभवतीति । इह पूर्वार्द्धेन क्षेत्राद्धाया अधिकाऽवगाहनाद्धा, उत्तरार्द्धेनावगाहनाद्धातो नाधिका क्षेत्राद्धेति भावितम् ॥ ३ ॥

ટીકાર્થ–અન્ય ક્ષેત્રમાં ગયેલ એવા પણ પુદ્ગલ સ્કંધનું તેજ પરિમાણ, તેજ અવગાહના ચિરકાલ સુધી રહે છે. આનું આ રહસ્ય છે કે ઇચ્છિત ક્ષેત્રમાં જેટલા આકાશ પ્રદેશોને વિષે પરમાણુ સ્કંધ રહે છે. તેટલાજ આકાશ પ્રદેશવ્યાપી અન્ય ક્ષેત્રમાં ગયો છતો પણ તેજ પરમાણુ સ્કંધ મળે છે. પણ અવગાહનાનો નાશ થયે છતે ક્ષેત્રનું અન્યપણું પ્રગટ થાય છે. અવગાહનાનો નાશ તો પરમાણુ સ્કંધના સંકોચવડે એટલે અલ્પ પ્રદેશમાં રહેવાવડે થાય છે. અગર વિકસ્વર થવાવડે, એટલે અધિક પ્રદેશોમાં રહેવાવડે સંભવે છે. અહીં પૂર્વાર્ધવડે ક્ષેત્રસ્થિતિ કાલ કરતાં અવગાહના સ્થિતિકાલ વધારે કહ્યો. તેમજ ઉત્તરાર્ધવડે અવગાહના સ્થિતિકાલ કરતાં ક્ષેત્રસ્થિતિકાળ અધિક ન કહ્યો. (૩)

कथमेतदेवं ? इत्युच्यते—

**ओगाहणावबद्धा, खित्तद्धा अकिआवबद्धा य।**
**न उ ओगाहणकालो, खित्तद्धामित्तसंबद्धो ॥४॥**

આ આમ કેમ ? શાસ્ત્રકાર ઉત્તર આપે છે.

મૂળાર્થ—ક્ષેત્રસ્થિતિ કાલ તે તો ક્રિયારહિત એવો જે અવગાહના સ્થિતિકાલ તેની સાથે નિયમિત છે. પણ અવગાહના સ્થિતિકાલ તે તો ક્ષેત્ર સ્થિતિકાલની સાથે નિયમિત નથી. (૪)

अवगाहनायां नियतप्रदेशव्यापितायां, अक्रियायां चागमनरूपायामवबद्धा नियता नियन्त्रिता क्षेत्राद्धा एकक्षेत्रावस्थानकालो

विवक्षितावगाहनासद्भाव एव अक्रियासद्भाव एव च क्षेत्राद्धाया भावात्। उक्तव्यतिरेके चाभावात्। अवगाहनाद्धा तु न क्षेत्रमात्रे नियता, क्षेत्राद्धाया अभावेऽप्यवगाहनाद्धाया भावादिति ॥४॥

ટીકાર્થ—નિયમિત પ્રદેશ વ્યાપિ તેમજ એક સ્થાનકથી બીજા સ્થાનકે જવારૂપ જે ક્રિયા આ ક્રિયારહિત એવી અવગાહનાને વિષે નિયમિત ક્ષેત્રઅદ્ધા છે. એક ક્ષેત્રસ્થિતિકાલ તેનો ઇચ્છિત અવગાહના છતેજ તેમજ અક્રિયા છતેજ ક્ષેત્ર અદ્ધાને હોય છે. પણ કહેલ વાતથી વિપરીતપણે એક ક્ષેત્રસ્થિતિકાલ હોતો નથી. અવગાહના અદ્ધા તો ક્ષેત્ર માત્રે નિયમિત નથી. કારણકે ક્ષેત્રઅદ્ધા ફરી ગયે છતે પણ અવગાહના અદ્ધા કાયમ રહે છે. (૪)

अथ निगमनम्[1]—

**जम्हा तत्थन्नत्थ य, सच्चिअ ओगाहणा भवे खित्ते।**
**तम्हा खेतद्धाओऽवगाहणऽद्धा असंखगुणा ॥५॥**

આ વાતનો ઉપસંહાર કરતા કહે છે.

મૂળાર્થ—જે કારણથી તેજ ક્ષેત્રમાં તેમજ અન્ય ક્ષેત્રમાં અવગાહના તેજ છે તે કારણથી ક્ષેત્રઅદ્ધા કરતાં અવગાહનાઅદ્ધા અસંખ્યાત ગુણ છે. (૫)

यस्मात्तत्र विवक्षितेऽन्यत्र च विवक्षितादितरस्मिंश्च क्षेत्रे सैव प्राक्तनक्षेत्रसंबद्धैवावगाहना भवेत्, तस्मात्क्षेत्राद्धायाः सकाशादवगाहनाद्धाऽसंख्यातगुणेति ॥ ५ ॥

ટીકાર્થ—જે કારણથી ઇચ્છિત ક્ષેત્રમાં તેમજ ઇચ્છિતથી અન્ય

१ इतः परं 'आह' इत्यधिकं क्वचित्। क्रमेऽपीदृशे स्थाने एवमेव

ક્ષેત્રમાં તેજ પૂર્વક્ષેત્રસંબદ્ધિત અવગાહના હોય છે. આ કારણથી ક્ષેત્રઅદ્ધા કરતાં અવગાહનાઅદ્ધા અસંખ્યાતગુણ છે (૫)

अथ द्रव्यायुर्बहुत्वं भाव्यते—

**संकोअविकोएण व, उवरमिआएऽवगाहणाएवि।**
**तित्तिअमित्ताणं चिअ, चिरंपि दव्वाणऽवत्थाणं॥६॥**

હવે દ્રવ્યસ્થિતિકાલનું બહુપણું બતાવે છે.

મૂળાર્થ—દ્રવ્યના સંકોચપણાથી અથવા વિકસ્વરપણાથી અવગાહનાનો નાશ થયે છતે પણ દ્રવ્યસંબંધી પુદ્ગલોનો સ્થિતિકાળ કાયમ રહે છે (૬)

संकोचेन विकोचेन वा अवगाहनायामुपरतायामपि यावन्ति द्रव्याणि यत्संख्याः पुद्गलाः स्कंधरूपतामापन्नाः पूर्वमासंस्तावतामेव चिरमपि तेषामवस्थानं संभवति। अयमाशयः—विवक्षितक्षेत्रप्रदेशव्यापित्वं नाम परमाणूनामवगाहना, तेभ्योऽल्पतरेषु बहुतरेषु च क्षेत्रप्रदेशेषु तावतामेव पुद्गलानां सूक्ष्मीभवनं संकोचः, स्फारीभवनं विकोचः। ततश्च संकोचविकोचाभ्यामवगाहनाया उपरमो भवतीति। एतावताऽवगाहनानिवृत्तावपि द्रव्यं न निवर्त्तत इत्युक्तम्॥६॥

ટીકાર્થ—દ્રવ્યના સંકોચવાથી અગર વિકસ્વરપણાથી અવગાહનાનો નાશ થયે છતે પણ જેટલા દ્રવ્યો જે સંખ્યાવાળા પુદ્ગલો સ્કંધરૂપપણાને પામેલા પૂર્વે હતા, તેટલાજ પુદ્ગલોનો ચિરકાળ સુધી સ્થિતિકાલ સંભવે છે. આનો પરમાર્થ એ છે કે–ઇચ્છિત ક્ષેત્રપ્રદેશમાં પુદ્ગલોનું વ્યાપીને રહેવાપણું આનું નામ અવગાહના, તેમજ ઇચ્છિત ક્ષેત્રપ્રદેશથકી અલ્પતર તેમજ બહુતર ક્ષેત્ર–

१ पुद्गलानां।

પ્રદેશોને વિષે તેટલાજ પુદ્ગલોનું સૂક્ષ્મ થવું, આનું નામ સંકોચ, તેમજ વિકસ્વર થવું આનું નામ વિકોચ. તતઃ સંકોચ તેમજ વિકોચવડે અવગાહનાનો નાશ થાય છે. આ કહેવાથી અવગાહનાની નિવૃત્તિ થયે છતે પણ દ્રવ્યની નિવૃત્તિ થતી નથી. ( ૬ )

अथ द्रव्यनिवृत्तिविशेषेऽवगाहना निवर्त्तत एवेत्युच्यते—

**संघायभेयओ वा, दव्वोवरमे पुणाइं[1] संखित्ते।**
**निअमा तद्दव्वोगाहणाइनासो न संदेहो ॥७॥**

હવે દ્રવ્યની નિવૃત્તિ થયે છતે અવગાહના નિવર્તેજ છે. આ વાત શાસ્ત્રકાર કહે છે.

મૂલાર્થ—સંઘાત અગર ભેદવડે વળી પુદ્ગલસ્કંધોના અલ્પપણાથી દ્રવ્યનો નાશ થાય છે, તેમજ દ્રવ્યનો નાશ થયે છતે દ્રવ્યની અવગાહનાનો નિયમિત નાશ થાય છે. આમાં સંદેહ નથી. ( ૭ )

[2]परमाणुस्कन्धस्यापरपरमाणुभिः सह संगमः संघातः , [3]तैस्यैव कतिपयपरमाणूनां विचटनं भेदः , ततः संघाताद्भेदाद्वा पुनः परमाणूनां यः संक्षिप्तः स्तोकावगाहन ( [4]स्कन्धो न तु मात्कनावगाहन ) स्तत्र सति यो द्रव्योपरमो द्रव्यान्य[5]त्वं लघुतया गुरुतया वा पूर्वपरिणामोच्छेद इत्यर्थः । तत्र सति ( [6]न च सङ्घातेन न संक्षिप्तः स्कन्धो भवति, तत्र सति सूक्ष्मतर[7]त्वेनापि तत्परिणतेः श्रवणात् ) नियमात्तेषां द्रव्याणामवगाहनाया नाशो भवति ॥ ७ ॥

---

१ ‘ पुणो य ’ इति क्वचित । २ इतः प्राक् ‘ इह विवक्षित ’ इत्यधिकं क्वचित् । ३ ‘ परमाणुस्कन्धस्य ’ इति क्वचित् । ४ एतत्कोष्ठान्तर्गतः पाठः क्वाचिन्नास्ति । ५ ‘ द्रव्यान्यथात्वं ’ इति क्वचित् । ६ एतत्कोष्ठान्तर्गतः पाठ; क्वापि नास्ति । ७ ‘ सूक्ष्मबादरत्वेन ’ इति क्वचित् ।

**ટીકાર્થ**—પરમાણુઓના સ્કંધને બીજા પરમાણુઓની સાથે જે મળવું, આનું નામ સંઘાત કહે છે. તેમજ કેટલાક પરમાણુનું તેજ સ્કંધની સાથેથી જુદા પડવું, આનું નામ ભેદ કહે છે. તતઃ સંઘાત અગર ભેદવડે વળી પરમાણુઓનો જે સંક્ષેપ-અલ્પ અવગાહના, તે થયે છતે જે દ્રવ્યનો નાશ, દ્રવ્યનું અન્યપણું, લઘુપણાથી અગર ગુરૂપણાથી પૂર્વ પરિણામનો નાશ, તે થયે છતે નિયમિત તે દ્રવ્યસંબંધી અવગાહનાનો નાશ થાય છે. ( ૭ )

कस्मादेवं ? इत्यत्रोच्यते—

## ओगाहद्धा दव्वे, संकोअविकोयओ अ अववद्धा ।
## न उ दव्वं संकोअ–णविकोअमित्तंमि संवद्धं ॥८॥

શા માટે એમ છે ? અહીં શાસ્ત્રકાર ઉત્તર આપે છે.

**મૂળાર્થ**—અવગાહનાઅદ્ધા સંકોચ વિકોચરહિત દ્રવ્યની સાથે સંબદ્ધિત છે. પણ દ્રવ્ય અવગાહનાની સાથે સંબદ્ધિત નથી, સંકોચ વિકોચ માત્ર થયે છતે. ( ૮ )

अवगाहनाद्धा अवगाहनावस्थानकलो द्रव्येऽववद्धा नियतत्वेन संवद्धा, कथं ? संकोचाद्विकोचाच परमाणूनां सूक्ष्मपरिणामतयाऽन्योन्यानुप्रवेशः संकोचः ., सूक्ष्मपरिणामपरिणतानां तु वादरपरिणामतया भवनं विकोचः , तौ संकोचविकोचौ समाश्रित्येत्यर्थः। अवगाहना हि द्रव्ये संकोचविकोचयोरभावे भवति संकोचविकोचसद्भावे च न भवतीत्येवं द्रव्येऽवगाहना नियतत्वेन संवद्धेत्युच्यते–द्रुमत्वे खादिरत्वमिव नहि यत्र द्रुमत्वं नास्ति तत्र खदिरत्वं प्राप्यत इति । उक्तविपर्ययमाह—न पुनर्द्रव्यं संकोचनविकोचन-

१ ' मित्यत उ ' इति क्वचित् ॥

मात्रे सत्यपि अवगाहनायां नियतत्वेन संबद्धं संकोचनेन विकोचनेन च अवगाहनानिवृत्तावपि द्रव्यं न निवर्त्तत इत्यवगाहनायां द्रव्यं नियतत्वेनासंबद्धमित्युच्यते खदिरत्वे द्रुमत्ववत्; खदिरत्वमन्तरेणापि द्रुमत्वस्य शिंशपादिष्वप्युपलम्भात् ॥ ८ ॥

**ટીકાર્થ**—અવગાહનાઅદ્ધા, અવગાહના સ્થિતિકાળ, દ્રવ્યને વિષે નિયમિત સંબદ્ધિત છે. કેવી રીતે? સંકોચ વિકોચને આશ્રિ પરમાણુસ્કંધોનું સૂક્ષ્મ પરિણામથી પરસ્પર મળી જવું, આનું નામ સંકોચ. સૂક્ષ્મ પરિણામપણે પરિણત પુદ્ગલ સ્કંધોનું બાદર પરિણામપણે થવું, આનું નામ વિકોચ. આ બંને સંકોચ વિકોચને આશ્રિ અહીં વ્યતિરેકપણે વ્યાખ્યા કરવી. એટલે સંકોચ-વિકોચ-રહિત દ્રવ્યને વિષે અવગાહનાઅદ્ધા અવસ્થિત છે, આમ અર્થ કરવો. આજ વાત બતાવે છે—અવગાહના સંકોચ-વિકોચરહિત દ્રવ્યને વિષે છે. સંકોચ-વિકોચ થયે છતે પૂર્વની અવગાહના રહેતી નથી. આમ છતે દ્રવ્યને વિષે અવગાહના નિયમિત સંબદ્ધિત છે. વૃક્ષને વિષે ખદિરપણાની માફક, જ્યાં વૃક્ષપણું હોતું નથી ત્યાં ખદિરપણું પણ હોતું નથી. આજ વાતને બીજી રીતે કહે છે—સંકોચ વિકોચ માત્ર થયે છતે દ્રવ્ય છે તે અવગાહનાને વિષે નિયમિત સંબદ્ધિત નથી. સંકોચ-વિકોચપણાથી અવગાહનાની નિવૃત્તિ થયે છતે પણ દ્રવ્યની નિવૃત્તિ થતી નથી, આ હેતુથી અવગાહનાને વિષે દ્રવ્ય નિયમિત સંબદ્ધિત નથી, આમ કહીએ છીએ. ખદિરને વિષે વૃક્ષપણાની માફક, કારણ કે ખદિરપણાને છોડી વૃક્ષપણું વૃક્ષોને વિષે પણ રહેલ છે. (૮)

अथ निगमनम्—

**जम्हा तत्थन्नत्थ व, दव्वं ओगाहणाइ तं चेव ।**
**दव्वद्धासंखगुणा, तम्हा ओगाहणऽद्धाओ ॥ ९ ॥**

આ વાતનો ઉપસંહાર કરતાં કહે છે.

મૂળાર્થ—જે કારણથી દ્રવ્ય, તે અવગાહનામાં અગર અન્ય અવગાહનામાં તેજ હોય છે. તે કારણથી અવગાહનાઅદ્ધા કરતાં દ્રવ્યઅદ્ધા અસંખ્યાત ગુણ હોય છે. (૯)

यस्मात्तत्र विवक्षितावगाहनायां अन्यत्र संकोचविकोचकृतेऽवगाहनान्तरे द्रव्यं तदेव लभ्यते, चिरावस्थायित्वात्तद्व्यावष्टब्धपरमाणुसंख्यायास्तदवस्थत्वात् ॥ तस्मादवगाहनाद्धातो द्रव्याद्धाऽसंख्यगुणेति ॥ ९ ॥

ટીકાર્થ—જે કારણથી ઇચ્છિત અવગાહનાને વિષે તેમજ સંકોચ-વિકોચવાળી અન્ય અવગાહનાને વિષે દ્રવ્ય તેજ મલે છે, ચિર અવસ્થિત હોવાથી; તેમજ તે દ્રવ્યઆશ્રિત રહેલ પરમાણુ-સંખ્યાઓ તેમજ રહેવાથી. તે કારણથી અવગાહનાઅદ્ધા કરતાં દ્રવ્યઅદ્ધા-દ્રવ્યકાલસ્થિતિ અસંખ્યાતગણી જાણવી. (૯)

अथ भावायुर्बहुत्वं भाव्यते—

संघायभेअओ वा, दव्वोवरमेऽवि पज्जवा संति ।
तं कसिणगुणविरामे, पुणाइ दव्वं न ओगाहो॥१०॥

હવે શાસ્ત્રકાર ભાવસ્થાન આયુનું બહુપણું બતાવે છે.

મૂળાર્થ—સંઘાત અગર ભેદથી દ્રવ્યનો નાશ થયે છતે પણ તેના પર્યાયો કાયમ રહે છે, પણ તે સમગ્ર શુક્લાદિ ગુણનો નાશ થયે છતે, તે દ્રવ્ય તેમજ તેની અવગાહના રહેતી નથી. (૧૦)

संघातभेदौ पूर्ववत् । ततः संघातादिना द्रव्योपरमेऽपि द्र-

न्यान्यथात्वेऽपि पर्यवा वर्णगन्धादयः सन्ति, यथा घृष्टपटे शुक्लादिगुणाः, सकलगुणोपरमे पुनर्न तद्रव्यं न द्रव्यावगाहोऽनुवर्त्तते, अनेन पर्यवाणां चिरस्थानं, द्रव्यस्य त्वचिरमित्युक्तम् ॥ १० ॥

ટીકાર્થ—સંઘાત તથા ભેદનો અર્થ પહેલાની માફક જાણવો. તતઃ સંઘાતાદિવડે દ્રવ્યનો નાશ થયે છતે પણ એટલે દ્રવ્યનું અન્યથાપણું થયે છતે પણ વર્ણ ગંધાદિ પર્યાયો કાયમ રહે છે. જેમકે વસ્ત્રને ઘસે છતે કેટલાક અંદરના પરમાણુઓ ચાલ્યા જાય છે, પણ શુક્લાદિ ગુણો જતા નથી. પણ સમગ્ર ગુણનો નાશ થયે છતે તે તે દ્રવ્ય તેમજ તે તે દ્રવ્ય સંબંધી અવગાહના રહેતી નથી. આ કહેવાથી પર્યાયોનુ ચિર રહેવાપણું છે. અને દ્રવ્યનું ચિર રહેવાપણું નથી, આ વાત જણાવી. ( ૧૦ )

अथ कस्मादेवं ? इत्युच्यते—

**संघायभेयवंधा—णुवत्तिणी निच्चमेव दव्वद्धा ।**
**न उ गुणकालो संघा—यभेयमित्तद्धसंवद्धो ॥ ११ ॥**

આ વાત આમ કેમ છે ? તે કહે છે.

મૂળાર્થ—દ્રવ્યઅદ્ધા નિરંતર સંઘાત તથા ભેદના સંબંધને અનુસરણ કરનાર છે. (વ્યતિરેકથી), પણ ગુણ સ્થિતિકાલ સંઘાત તથા ભેદના સંબંધને અનુસરનાર નથી. ( ૧૧ )

इह विवक्षितपरमाणुस्कन्धस्यापरपरमाणुभिः सह संगमः संघातः, तस्यैव कतिपयपरमाणूनां विघटनं भेदः, ततः संघातभेदलक्षणाभ्यां धर्माभ्यां यो बन्धः संबन्धस्तदनुवर्त्तिनी तदनुसारिणी नित्यमेव द्रव्याद्धा । इह च संघानभेदवन्धानुवर्त्तित्वं द्रव्या-

द्धाया वैधर्म्यद्वारेण ज्ञेयम्, संघाताद्यभाव एव द्रव्याद्धायाः सद्भावात्, संघातादिसद्भावे चाभावात्। न पुनर्गुणकालो गुणावस्थानाद्धा संघातभेदमात्रकालसंबद्धः संघातादिसद्भावेऽपि गुणानामनुवर्त्तनादिति ॥ ११ ॥

**ટીકાર્થ**—અહીં ઇચ્છિત પરમાણુ સ્કંધને બીજા પરમાણુ સાથે મળવું, તેને સંઘાત કહે છે. તેમજ તેજ પરમાણુસ્કંધ સંબંધી કેટલાક પરમાણુનું વિખરાવું તેને ભેદ કહે છે. તતઃ સંઘાત ભેદલક્ષણ બે ધર્મોએ કરી જે સંબંધ થવો. એ સંબંધને અનુસરણ કરનાર નિરંતર દ્રવ્યઅદ્ધા છે. અહિં સંઘાત તથા ભેદના સંબંધને અનુસરવાપણું દ્રવ્ય અદ્ધાને જે કહ્યું, તે વૈધર્મ્યદ્વારા જાણવું. એટલે સંઘાતાદિ અભાવ છતે જ દ્રવ્યઅદ્ધાનો સદ્ભાવ છે. સંઘાતાદિ સદ્ભાવે દ્રવ્યઅદ્ધાનો અભાવ છે. પણ ગુણકાળ એટલે ગુણઅવસ્થાનકાલ સંઘાત તથા ભેદની સાથે સંબદ્ધિત નથી. કારણ કે સંઘાતાદિ વિદ્યમાનપણામાં પણ ગુણોનું વિદ્યમાનપણું છે. ( ११ )

अथ निगमनम्—

**जम्हा तत्थन्नत्थ व, दव्वे खित्तावगाहणासुं च।**
**ते चेव पज्जवा संति, तो तदद्धा असंखगुणा ॥१२॥**

આ વાતનો ઉપસંહાર કરતાં કહે છે.

मूलार्थ—જે કારણથી ક્ષેત્ર, અવગાહના, તથા દ્રવ્ય તેજ હો, અગર અન્ય હો, તોપણ પર્યાયો તેના તેજ હોય છે; આ કારણથી પર્યાય અદ્ધા અસંખ્યાત ગુણ છે. (१२)

यस्मात् ' तत्थन्नत्थ च ' इति मत्येकमभिसंबध्यते, बन्धानुलोम्याच्च द्रव्यादीनामन्यथोपन्यासः कृतः। ततश्च यस्मात्तत्रान्यत्र

च क्षेत्रे तत्रान्यत्र चावगाहनायां, तत्रान्यत्र च द्रव्ये इति सर्वत्र चिरावस्थायित्वात्त एव पर्यवा लभ्यन्ते, तस्मात्तदद्धेति पर्यायावस्थानकालोऽसंख्यातगुणेति ॥ १२ ॥

ટીકાર્થ—મૂલમાં તત્થ તથા અન્નત્થ શબ્દ છે. તે ક્ષેત્રાદિ દરેક સાથે જોડવો. તેમજ છંદના અનુકૂલપણાથી દ્રવ્યાદિ શબ્દોને વિપરીત ઉપન્યાસ કર્યો છે. તતઃ જે કારણથી તેજ ક્ષેત્રમાં, અગર અન્ય ક્ષેત્રમાં, તેજ અવગાહનામાં અગર અન્ય અવગાહનામાં, તેમજ તેજ દ્રવ્ય, અગર અન્ય દ્રવ્યમાં, સર્વ સ્થળે વર્ણાદિ પર્યાયો ચિર અવસ્થિતપણાથી મળે છે. આ કારણથી પર્યાયસ્થિતિકાળ દ્રવ્યાદિ કરતાં અસંખ્યાત ગુણો છે. ( ૧૨ )

अत्र शिष्यः पूर्वपक्षगाथामाह--

**आह अणेगंतोऽयं, दव्वोवरिमे गुणाणऽवत्थाणं ।**
**गुणविप्परिणामंमि अ, दव्वविसेसो अणेगंतो ।१३।**

અહીં શિષ્ય પૂર્વ પક્ષ કરતાં ગાથા કહે છે.

મૂલાર્થ—શિષ્ય કહે છે કે, દ્રવ્યનો નાશ થયે છતે ગુણ કાયમ રહે છે, આવો કાંઇ એકાંત નથી. તેમજ ગુણનો નાશ થયે છતે તે દ્રવ્યનો નાશ થાય છે, આ પણ એકાંત નથી. ( ૧૩ )

नायमेकान्तो यद्रव्योपरमे गुणानामवस्थानं विनाशस्यापि दर्शनाद्गुणविनाशे च द्रव्यविशेषो द्रव्यविपरिणामोऽवश्यंभावी विनष्टेष्वपि गुणेषु द्रव्यस्य तदवस्थस्य दर्शनात् ॥ १३ ॥

ટીકાર્થ—શિષ્ય કહે છે કે, દ્રવ્યનો નાશ થયે છતે ગુણો કાયમ રહે છે, આવો કાંઇ એકાંત નથી. ગુણોનો નાશ પણ જોવામાં આવે

છે. તેમજ ગુણનો નાશ થયે છતે દ્રવ્ય વિશેષ એટલે દ્રવ્યનો નાશ અવશ્ય થાય છે, આવો પણ એકાંત નથી. કારણ કે ગુણનો નાશ થયે છતે પણ દ્રવ્ય તેવુંજ જોવામાં આવે છે. ( १३ )

इदमेव दर्शयति—

**विप्परिणयंमि दव्वे, कम्मिवि गुणपरिणई भवे जुगवं।**
**कम्मिवि पुण तदवत्थे–वि होइ गुणविप्परीणामो।१४।**

આજ વાતને બતાવે છે.

મૂળાર્થ—કોઇ દ્રવ્યનો વિપરીત પરિણામ થયે છતે દ્રવ્યની સાથેજ ગુણનો પણ વિપર્યાસ થાય છે. તેમજ કોઇ દ્રવ્ય તેવુંજ રહે છતે પણ ગુણનો નાશ થાય છે. (१४)

कस्मिन्नपि द्रव्ये स्वपरमाणुविघटनेनापरपरमाणुसंघट्टनेन वा विपरिणते द्रव्ये तुल्यकालं प्राक्तनपरिणामादीनां गुणानामपि विपरिणतिर्भवति । कस्मिन्नपि पुनर्द्रव्येऽपरपरमाणुसंगमस्वपरमाणुविगमाभावात्तदवस्थेऽपि गुणविपरिणामो गुणविनाशो भवति, घटद्रव्ये तदवस्थेऽपि पाकेन प्राक्तनश्यामरूपादिगुणनाशदर्शनात् ॥ १४ ॥

ટીકાર્થ—કોઈ પણ દ્રવ્યમાં પોતાના કેટલાક પરમાણુઓ ચાલ્યા જવાથી અગર બીજા પરમાણુઓ મળવાથી દ્રવ્યનો નાશ થવા સાથેજ પૂર્વના પરિણામવાળા ગુણોનો પણ નાશ થાય છે. તેમજ વળી કોઈ પણ દ્રવ્યમાં બીજા પરમાણુઓનું મળવું, અગર ચાલ્યા જવાનો અભાવ હોવાથી દ્રવ્ય પ્રથમની અવસ્થાવાળું છતાં પણ ગુણનો નાશ થાય છે. દષ્ટાંત તરિકે ઘટદ્રવ્ય પૂર્વની માફક અવસ્થિત છતાં પણ પાકવડે પૂર્વના શ્યામ રૂપાદિ ગુણનો નાશ જોવામાં આવે છે. ( १४ )

अत्रोत्तरम्—

**भण्णइ सच्चं किं पुण, गुणबाहुल्ला न सव्वगुणनासो ।**
**दव्वस्स तदन्नत्तेवि, बहुतराणं गुणाण ठिई ॥१५॥**

॥ इति परमाणुविचारप्रतिबद्धा खण्डषट्त्रिंशिका समाप्ता ॥

અહીં શાસ્ત્રકાર ઉત્તર આપે છે.

મૂલાર્થ—ગુરૂમહારાજ કહે છે કે, તમારૂં કહેવું સત્ય છે. શિષ્ય કહે છે કે, સત્ય છે, તો પછી શું કહેવું છે? ગુરૂ કહે છે, ગુણ ઘણા હોવાથી બધા ગુણનો નાશ થતો નથી. દ્રવ્યનું અન્યપણું થયે છતે પણ ઘણા ગુણો રહે છે. (૧૫)

द्रव्यान्यथात्वे गुणान्यथात्वं द्रव्यतादवस्थ्ये गुणान्यथात्वं च यदुक्तं तत् सत्यम्, अनयोरपि भङ्गकयोः कथंचिद्घटनात्किं पुनर्गुणानां वर्णगन्धरसादीनां बाहुल्यादेकस्मिन् परमाणुस्कन्धे भूयसामवस्थानान्न सर्वेषां गुणानां विनाशो भवति । द्रव्यस्य तदन्यत्वेऽपि परमाणुसंगमविगमाभ्यां नाशेऽपि बहुतराणां वर्णगन्धरसादीनां नष्टेष्वपि केषुचित्परिणामादिषु गुणेषु गुणानां स्थितिरिति हेतोर्द्रव्यस्यानायुषो भावस्यानायुरसंख्यगुणमिति स्थितम् १५

॥ इति परमाणुविचारप्रतिबद्धा श्रीरत्नसिंहसूरिविवृता खण्डषट्त्रिंशिकावृत्तिः समर्थितेति ॥

ટીકાર્થ—ગુરૂમહારાજ ઉત્તર આપતા કહે છે કે, દ્રવ્યના બદલાવાથી ગુણ બદલાય છે, તેમજ દ્રવ્ય કાયમ રહે છે, અને ગુણ બદલાય છે. આમ જે તે કહ્યું, તે બરોબર છે. આ બન્ને ભાંગાઓ પણ કથંચિત્ ઘટી શકે છે. શિષ્ય જવાબ આપતાં કહે છે કે, જો ઘટી શકે છે, તો પછી શું કહેવું છે? ગુરૂમહારાજ ઉત્તર આપે છે કે,

રૂપ, રસ, ગંધ, સ્પર્શાદિ ગુણો ઘણા હોવાથી એક પરમાણુ સ્કંધને વિષે ઘણા ગુણો રહે છે. આ કારણથી બધા ગુણોનો નાશ થતો નથી, તેમજ કેટલાક પરમાણુના મળવાથી અગર ચાલ્યા જવાથી દ્રવ્યનું અન્યપણું અગર નાશપણું થયે છતે પણ ઘણા રૂપ, રસ, ગંધાદિ ગુણોની સ્થિતિ હોય છે. જો કે પરિણામાદિ કેટલાક ગુણોનો નાશ થાય છે, તો પણ રૂપ રસાદિ ગુણો ઘણા હોય છે. આ કારણથી દ્રવ્યસ્થાનઆયુ કરતાં ભાવસ્થાનઆયુ અસંખ્યાત ગણું છે. આ વાત નિશ્ચિત થઈ.

**इति परमाणुविचार मतिवद्धा श्रीरत्नसिंहसूरि विरचिता खंडपद्त्रिंशिकाटीकाया गुर्जरभाषा मुनि देवविजयेन समर्थिता पेथापुर नगरे पूर्णगताः सं. १९७२ मार्गशिर्ष प्रतिपदायां.**



## પરમાણુ ખંડ ષટ્ ત્રિંશિકામાંથી સારાંશ.



( ૧ ) ક્ષેત્રસ્થાન આયુ ( ૨ ) અવગાહના સ્થાનઆયુ ( ૩ ) દ્રવ્યસ્થાનઆયુ, ( ૪ ) ભાવસ્થાન આયુ. સ્થાન આયુ કહેતાં સ્થિતિકાળ જાણવો.

૨ ક્ષેત્રસ્થિતિકાળ—એટલે—પુદ્ગળોનું એક ક્ષેત્રમાં રહેવું તેનો કાળ.

૩ અવગાહનાસ્થિતિકાળ કહેતાં, પુદ્દગળોના શરીરનું પરિણામ-વા-કદ.

૪ દ્રવ્યસ્થિતિકાળ કહેતાં, જેટલા પરમાણુઓનું બનેલ દ્રવ્ય તેનો સ્થિતિકાળ.

૫ ભાવસ્થિતિકાળ કહેતાં, રૂપ રસાદિનું કાયમ ટકવું, કયાં સુધી તેનો સ્થિતિકાળ. આ ચારેની પરસ્પર અલ્પ-બહુત્વની વિચારણા કરવી.

૬ સર્વથી થોડો ક્ષેત્રસ્થિતિકાળ છે. ક્ષેત્ર અરૂપી તેમજ સંયોજક ન હોવાથી.

૭ ક્ષેત્રસ્થિતિકાળ કરતા અવગાહનાસ્થિતિકાળ અસંખ્યાત ગુણો છે. કારણ કે પુદ્દગળસંબંધી ક્ષેત્ર તો તેજ સ્થળે મળે છે, પણ અવગાહના તો તે ક્ષેત્રમાં મળે તેમજ અન્ય ક્ષેત્રમાં પણ મળે, શરીરનું કદ ચાલ્યું જતું નથી. ચાલ્યું ક્યારે જાય કે શરીરમાં સંકોચ વિકોચ થાય તો.

૮ ક્ષેત્રસ્થિતિકાળ સંકોચ વિકોચરહિત અવગાહના સ્થિતિકાળ સાથે નિયમિત છે. પણ અવગાહના સ્થિતિકાળ ક્ષેત્રસ્થિતિકાળ સાથે નિયમિત નથી. કારણ કે અવગાહના તેજ ક્ષેત્રમાં પણ તેજ રહે છે તેમજ બીજા ક્ષેત્રમાં પણ તેજ અવગાહના રહે છે. પણ ક્ષેત્ર બદલી જાય છે.

૯ અવગાહના સ્થિતિકાળ કરતાં દ્રવ્યસ્થિતિકાળ અસંખ્યાત ગુણો છે. કારણ કે સંકોચ વિકોચથી અવગાહના ચાલી જાય છે, પણ દ્રવ્યની અંદર રહેલા અમુક પરમાણુઓ તે તો કાયમ રહે છે. જો સંઘાત અગર ભેદ થાય, તો દ્રવ્યસ્થિતિકાળ ચાલ્યો જાય.

૧૦ અવગાહનાસ્થિતિકાળ, સંઘાત તથા ભેદરહિત દ્રવ્યસ્થિતિકાળ સાથે નિયમિત છે, પણ દ્રવ્યસ્થિતિકાળ અવગાહના સ્થિતિકાળ સાથે નિયમિત નથી. કારણ કે સંકોચ વિકોચદશામાં દ્રવ્યસ્થિતિકાળ રહે છે, પણ અવગાહના સ્થિતિકાળ બદલી જાય છે.

૧૧ દ્રવ્યસ્થિતિકાળ કરતાં ભાવસ્થિતિકાળ અસંખ્યાત ગુણો છે. કારણ કે સંઘાત તથા ભેદથી દ્રવ્યસ્થિતિકાળ ચાલ્યો જાય છે, પણ દ્રવ્યની અંદર રહેલ રૂપ રસાદિ તે ચાલ્યા જતા નથી. સંઘાત કહેતાં અમુક પરમાણુઓનું મળવું. ભેદ કહેતાં અમુક પરમાણુઓનું જુદું પડી જવું. આ મુજબ થવાથી દ્રવ્યઅદ્ધા જાય છે, પણ ભાવ-અદ્ધા કાયમ ટકે છે. તે દ્રવ્યગત રૂપાદિ તદ્દન ચાલ્યા જાય, તોજ ભાવઅદ્ધા ગયો જાણવો.

૧૨ દ્રવ્યસ્થિતિકાળ, ભાવસ્થિતિકાળ સાથે નિયમિત છે. પણ ભાવસ્થિતિકાળ દ્રવ્યસ્થિતિકાળ સાથે નિયમિત નથી. કારણ કે ભેદાદિથી કેટલાક પરમાણુઓ ચાલ્યા જાય છે, છતાં રૂપ, રસ, ગંધ તથા સ્પર્શ આ ચારમાં ફેર પડતો નથી. માટે ભાવસ્થિતિકાળ વધારે છે.

## શિષ્યશંકા.

૧૩ આ કહેલ બાબત એકાંત નથી, જે દ્રવ્ય ચાલ્યું જાય ને ભાવઅદ્ધા ટકી રહે. ઘટાદિકમાં પાક વખતે શ્યામ રૂપ ચાલ્યું જાય છે, ને દ્રવ્ય કાયમ રહે છે.

## ઉત્તર

૧૪ વાત બરોબર છે, પણ પટાદિકને ઘસવાથી તેના અમુક પરમાણુઓ ચાલ્યા જાય છે. પણ રૂપ રસાદિ અમુક તો કાયમ ટકે છે. અહીં અમુક રૂપાદિ ને ભાવઅદ્ધા ટકવાથી વાંધો આવતો નથી. તેમજ ઘટાદિકના દૃષ્ટાંતમાં શ્યામાદિ રૂપો તદ્દન ચાલ્યા જતા નથી, જેથી દોષાપત્તિ આવતી નથી. આ મુજબ પરમાણુસંબંધી સારાંશ પૂર્ણ થાય છે.



॥ अर्हम् ॥

# सवृत्तिका पुद्गलषट्त्रिंशिका।

( ભાષાંતર )

अथ पञ्चम एव शतकेऽष्टमोद्देशके पुद्गलप्रदेशनिरूपणस्वरूपे द्रव्यतः, क्षेत्रतः, कालतो, भावतश्च सप्रदेशानां पुद्गलानां सूत्रोक्तालपबहुत्वस्य भावनार्थं गाथाप्रपञ्चो वृद्धोक्तो विव्रियते स चायम्—

ભગવતીસૂત્રના પાંચમા શતકના આઠમા ઉદ્દેશાની અંદર પુદ્ગલપ્રદેશના સ્વરૂપને પ્રતિપાદન કરવાના અવસરે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ-આ ચારને આશ્રિ સપ્રદેશઅપ્રદેશ પુદ્ગલોનું સૂત્રોમાં કહેલ અલ્પ બહુત્વપણું પ્રતિપાદન કરવાને ગાથાનો સમુદાય વૃદ્ધ પુરૂષોએ કહેલ છે, તેનોજ અહિં વિસ્તાર કરવામાં આવે છે. ગાથા સમુદાય આ છે—

वुच्छं अप्पावहुअं, दव्वाखित्तद्धभावओ वावि।
अपएससपएसाण, पुग्गलाणं समासेणं ॥ १ ॥

મૂલાર્થ—દ્રવ્ય, ક્ષેત્ર, કાલ તથા ભાવ-આ ચારને આશ્રિ અપ્રદેશ તથા સપ્રદેશ પુદ્ગલોનું અલ્પ બહુત્વપણું સંક્ષેપથી કહીશ. (૧).

---

१ प्रस्तावे इत्यपि ॥

द्रव्यतः सप्रदेशानामप्रदेशानां च, क्षेत्रतः सप्रदेशानामप्रदेशानां च, 'अद्धा' इति कालतः सप्रदेशाप्रदेशानामप्रदेशानां च, भावतः सप्रदेशानामप्रदेशानां च, पुद्गलानामेकाणुकादिद्रव्याणामल्पबहुत्वं संक्षेपेण वक्ष्य इति ॥ १ ॥

टीकार्थ—द्रव्यथी सप्रदेश अप्रदेश, क्षेत्रथी सप्रदेश अप्रदेश, कालथी सप्रदेश, अप्रदेश, तेमज भावथी सप्रदेश, अप्रदेश पुद्गलो, एक परमाणु आदि द्रव्यनुं अल्प-बहुत्वपणुं संक्षेपथी कहीश. (१)

अथाप्रदेशस्वरूपमाह—

दव्वेणं परमाणू, खित्तेणेगप्पएसमोगाढा ।
कालेणेगसमइआ, अपएसा पुग्गला हुंति ॥२॥

शास्त्रकार अहीं अप्रदेश कोने कहे छे, तेनुं स्वरूप बतावे छे.

मूळार्थ—द्रव्यथी अप्रदेश परमाणु छे, क्षेत्रथी अप्रदेश एक आकाशप्रदेशव्यापि पुद्गलो छे, कालथी अप्रदेश एक समयस्थितिवाळा पुद्गलो छे. ( २ )

अप्रदेशाः पुद्गला भवन्तीति सर्वत्र योज्यम् । तत्र द्रव्यतः परस्पराऽसंपृक्ताः परमाणवोऽप्रदेशाः पुद्गला भवन्ति १ क्षेत्रत एकनभःप्रदेशव्यापिनोऽप्रदेशाः पुद्गला भवन्ति २ कालत एकसमयस्थितयोऽप्रदेशाः पुद्गला भवन्तीति ३ ॥ २ ॥

टीकार्थ—अप्रदेश पुद्गलो छे, आ पद दरेक साथे जोडवुं. तत: द्रव्यथकी परस्पर नहि मळेला परमाणुओ अप्रदेश पुद्गलो छे. ( १ ) क्षेत्रथकी एक आकाशप्रदेशव्यापि पुद्गलो अप्रदेश पुद्गलो छे. ( २ ) कालथकी एक समय स्थितिवाळा पुद्गलो अप्रदेश पुद्गलो छे. ( ३ )

१ 'आहुः' इति क्वचित् ।

भावाप्रदेशस्वरूपनिरूपणपूर्वकं तदल्पत्वमाह—

**भावेणं अप्पएसा, एगगुणा जे हवंति वण्णाई ।**
**ते च्चिय थोवा जं गुण बाहुल्लं पायसो दव्वे ॥३॥**

ભાવ અપ્રદેશનું સ્વરૂપ બતાવવા પૂર્વક તેનું અલ્પપણું કહે છે.

મૂળાર્થ—ભાવથી અપ્રદેશ એક ગુણ કાલકત્વાદિ વર્ણો છે, અને તેજ સર્વથી થોડા છે. કારણ કે દ્રવ્યની અંદર પ્રાયે કરી ઘણા ગુણો રહ્યા છે. (૩)

भावत एकगुणाः 'वण्णाई' इति वर्णादिभिः पुद्गला अप्रदेशा भवन्ति ४ । अयमर्थः--एकगुणकालकैकगुणपीतकादयो वर्णतः, एकगुणसुरभिप्रभृतयो गन्धतः, एकगुणतिक्तप्रभृतयो रसतः, एकगुणरूक्षैकगुणस्निग्धप्रभृतयः स्पर्शतश्च पुद्गला भावाप्रदेशा भवन्तीत्यर्थः । त एव 'थोवा' इति सर्वस्तोकाः । यतो द्रव्ये प्रायशो गुणाः प्राचुर्य्येण भवन्ति । अयमर्थः-द्रव्ये प्रायेण द्व्यादिगुणा अनन्तगुणान्ताः। कालत्वादयः स्थानबाहुल्यादनन्तगुणा भवन्ति । एकगुणकालकत्वादयस्त्वेकैकस्थानवर्त्तित्वेनाल्पा इति भावः ॥ ३ ॥

ટીકાર્થ—ભાવથકી એક ગુણ રૂપ, રસ, ગંધ, સ્પર્શાદિ પુદ્ગલો અપ્રદેશી છે, આનો આ અર્થ છે-વર્ણથકી એક ગુણ કાળો, એક ગુણ પીળો આદિ, ગંધથકી એક ગુણ સુરભિ ગંધ આદિ, રસથકી એક ગુણ તીખો વિગેરે, સ્પર્શથકી એક ગુણ લુખો, એક ગુણ ચીકાશવાળો વિગેરે પુદ્ગલો ભાવઅપ્રદેશી છે, અને તેજ ભાવ અપ્રદેશી પુદ્ગલો સર્વથી અલ્પ છે. કારણ કે દ્રવ્યની અંદર પ્રાયે કરી ગુણો ઘણા હોય છે, આનો આ અર્થ છે-દ્રવ્યની અંદર પ્રાયે કરી બે આદિ અનંતગુણ પર્યંત કાલકત્વાદિ અનંત ગુણો છે. સ્થાનનું

બહુપણું હોવાથી પણ એક ગુણ કાલકત્વાદિ ગુણો તો અલ્પ છે. એક સ્થાનવર્તિ હોવાથી આ પરમાર્થ છે. (૩)

**इत्तो कालाएसेण अप्पएसा भवे असंखगुणा ।**
**किं कारणं पुण भवे, भण्णइ परिणामबाहुल्ला ॥४॥**

*મૂળાર્થ*—ભાવ અપ્રદેશ કરતાં કાલ અપ્રદેશો અસંખ્યાત ગુણા છે. શા કારણથી? કહીએ છીએ, પરિણામનું બહુપણું હોવાથી. (૪)

इतो भावाप्रदेशेभ्यः कालाप्रदेशा असंख्यगुणा भवेयुः; कुतो हेतोः? उच्यते—परिणामानां बहुत्वात् । अयमर्थः—यो हि यस्मिन्समये यद्वर्णगन्धरसस्पर्शसंघातभेदसूक्ष्मबादरत्वादिपरिणामान्तरापन्नः स तस्मिन्समये तदपेक्षया कालतोऽप्रदेश उच्यते । तत्र वर्णाः पञ्च, गन्धौ द्वौ, रसाः पञ्च, स्पर्शा अष्टौ, एतेषु च विंशतौ पदेषु प्रतिपदमेकगुणकालकादयोऽनन्तगुणकालकपर्यवसाना एकाद्येकोत्तरेणानन्ता भेदाः पुद्गलानां प्राप्यन्ते, तेषु च सर्वेषु भेदेषु प्रतिभेदं यदैकसमयस्थितिकास्तदा कालतोऽप्रदेशा भवन्ति । तथा विप्रकलितानां परमाणूनामेकपुद्गलस्कन्धतया परिणमनं संघातः । एकद्रव्यात्परमाणूनां विघटनं भेदः । एकस्मिन्नपि नभःप्रदेशे द्व्यादीनां परमाणूनामवस्थानं सूक्ष्मत्वम्, सूक्ष्मपरिणामपरिणतस्य द्रव्यस्य परमाणुसंख्यानतिक्रमेण [प्रतिसमयम]नेकनभःप्रदेशव्यापितया भवनं बादरत्वम् । एतेष्वपि परिणामान्तरेषु

१ अस्मिन्वाक्ये संबध्यमानयोर्यत्तच्छब्दयोः क्रियायाश्च बहुत्वं क्वचित् ॥
२ तत्रैकसमयस्थितिरित्यन्ये इति व्याख्याप्रज्ञप्तिवृत्तिः

यदा यदा तदात्वेन पुद्गला एकसमयस्थितिकाः प्राप्यन्ते, तदा तदा कालतोऽप्रदेशा उच्यन्ते । इति प्रतिपरिणामं कालाप्रदेशसंभवात्तद्बहुत्वमिति ॥ ४ ॥

**ટીકાર્થ**—ઇતઃ કેતા ભાવ અપ્રદેશ કરતાં કાલ અપ્રદેશો અસંખ્યાત ગુણા છે. શા કારણથી ? કહીએ છીએ, પરિણામનું બહુપણું હોવાથી આનો આ અર્થ છે. જે પુદ્ગલપરમાણું જે સમયે જે વર્ણ, ગંધ, રસ સ્પર્શ સંઘાત ભેદ સૂક્ષ્મ અને બાદરત્વાદિ ભિન્ન ભિન્ન પરિણામને પામે છે. તે પુદ્ગલપરમાણુ તે સમયે તે પરિણામાંતરને આશ્રિને કાલથકી અપ્રદેશ કહેવાય છે. તે પુદ્ગલપરમાણુમાં પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શ આ મુજબ વીશ પદને વિષે દરેક પદમાં એક ગુણકાલત્વાદિ અનંતગુણ કૃષ્ણત્વ પર્યંત એક આદિ, એક ઉત્તર વડે અનંતભેદો પુદ્ગલોના પ્રાપ્ત થાય છે. આ સર્વ ભેદોને વિષે દરેક ભેદ જ્યારે એક સમય સ્થિતિવાળો હોય છે, ત્યારે તે પુદ્ગલપરમાણુ કાલ થકી અપ્રદેશ કહેવાય છે. તથા જૂદાજૂદા પરમાણુઓનું એક પુદ્ગલ સ્કંધપણે પરિણમવું, તેને સંઘાત કહે છે. એક દ્રવ્ય થકી પરમાણુઓનું જૂદું પડવું તેને ભેદ કહે છે. એક આકાશપ્રદેશને વિષે બે આદિ પરમાણુઓનું રહેવું તેને સૂક્ષ્મ કહે છે. સૂક્ષ્મ પરિણામપણે -પરિણતદ્રવ્યનું પરમાણુઓની જેટલી સંખ્યા છે, તે સંખ્યાને ઉલંઘન નહિ કરતાં અનેક આકાશ પ્રદેશમાં વ્યાપિને રહેવું, તેને બાદર કહે છે. અર્થાત્ જેટલા પરમાણુઓનો સ્કંધ છે તેટલાજ વધારેમાં વધારે આકાશ પ્રદેશમાં વ્યાપિને રહેવું, પણ અનંત પરમાણુનો સ્કંધ હોય તો અસંખ્યાતાજ આકાશ પ્રદેશમાં વ્યાપિને રહેવું આને બાદર કહે છે, આ પરિણામાંતરોને વિષે પણ જ્યારે જ્યારે પુદ્ગલો આરંભકાલને[1] આશ્રિ એક સમય સ્થિતિવાળા પામીએ, ત્યારે ત્યારે તેઓને કાળ થકી અ-

[1] आरंभकालेन.

પ્રદેશ કહેવામાં આવે છે. દરેક પરિણામદીઠ કાલ અપ્રદેશના સંભવપણાથી કાલ અપ્રદેશભાવ અપ્રદેશ કરતાં વધારે છે. (૪)

एतदेव भाव्यते—

**भावेण अप्पएसा, जे ते कालेण हुंति दुविहाऽवि।**
**दुगुणादओऽवि एवं, भावेणं जावणंतगुणा ॥ ५ ॥**

આજ વાત બતાવે છે—

**મૂળાર્થ—ભાવથી જે અપ્રદેશો છે, તે કાલથી બે પ્રકારે પણ છે. તેમજ ભાવથી બે ગુણથી માંડી યાવત્ અનંત ગુણ પર્યંતના સ્કંધો પણ બે પ્રકારે છે. (૫)**

भावतो येऽप्रदेशास्ते कालतो द्विविधा अपि भवन्ति, अप्रदेशाः सप्रदेशाश्चेत्यर्थः। तत्र एकसमयस्थितिका अप्रदेशाः, द्व्यादिसमयस्थितयस्त्वेकाद्येकोत्तरेण यावदसंख्यातसमयस्थितयस्ते सर्वे सप्रदेशा इत्यभिप्रायः। तथा भावेन द्विगुणादयोऽनन्तगुणान्ताः, एवमिति द्विविधा, कालतः सप्रदेशा अप्रदेशाश्च भवन्तीत्यर्थः ॥५॥

**ટીકાર્થ**—ભાવથી જે અપ્રદેશો છે, તે કાલથી બે પ્રકારે પણ છે. એટલે અપ્રદેશો તેમજ સપ્રદેશો પણ છે. તેમાં એક સમય સ્થિતિવાલા અપ્રદેશો છે. બે આદિ સમય સ્થિતિવાળા તો એક આદિ એકઉત્તરવડે કરી યાવત્ અસંખ્યાત સમય સ્થિતિવાળા સ્કંધો તે બધા સપ્રદેશો છે. આ અભિપ્રાય જાણવો. તેમજ ભાવથી બે ગુણથી માંડી અનંતગુણ પર્યંતના સ્કંધો એવં એટલે બે પ્રકારે છે. કાલથી સપ્રદેશ તેમજ અપ્રદેશ છે. (૫)

ततश्च—

**कालापएसयाणं, एवं इक्किक्कओ हवइ रासी ।**
**इंक्किक्के गुणठाणंमि एगगुणकालयाईसु ॥ ६ ॥**

તેથી કરીને—

મૂલાર્થ—એક ગુણ કાલકત્વાદિ એક એક ગુણસ્થાનકને વિષે કાલ અપ્રદેશોની ઉપર મુજબ એક એક રાશી થાય છે. (૬)

एकगुणकालकद्विगुणकालकादिषु गुणस्थानकेषु मध्ये एकैकस्मिन् गुणस्थानके कालाप्रदेशानामेकैकैराशिर्भवति । अयमर्थः—एकगुणकालकादय एकाद्येकोत्तरया गुणवृद्ध्याऽनन्तगुणकालकान्ताः प्रतिगुणस्थानमनन्ता, पुद्गलाः सन्ति । एवमेकगुणनीलकादयोऽपि लभ्यन्त इति । ततश्चानन्तत्वाद्गुणस्थानकराशीनामनन्ता एव कालाप्रदेशराशयो भवन्तीति ॥ ६ ॥

ટીકાર્થ—એક ગુણકાલક, બે ગુણકાલકાદિ ગુણસ્થાનકોને વિષે એક એક ગુણસ્થાનકમાં કાલ અપ્રદેશોની એક એક રાશી થાય છે. આનો આ અર્થ છે. એક ગુણકાલત્વાદિ-એક આદિ એક ઉત્તર ગુણવૃદ્ધિથી અનંતગુણ કાલક પર્યંત દરેક ગુણસ્થાનને પ્રતે અનંતગુણ પુદ્ગલો છે. એ મુજબ એક ગુણ નીલાદિ પણ મળે છે. તતઃ ગુણસ્થાનકરાશી અનંત હોવાથી કાલ અપ્રદેશરાશીઓ અનંતી થાય છે. (૬)

अथ प्रेरकः—

**आहाणंतगुणत्तणमेवं कालापएसयाणंति ।**
**जमणंतगुणट्ठाणेसु हुंति रासी वि हु अणंता ॥ ७ ॥**

---

१ 'इक्किगुणट्ठाणम्मि' 'इक्किट्ठाणम्मि' इत्यपि पाठान्तरम् । २ 'गाहेगु' इति पाठान्तरम् । ३ 'एतेसिं रासि' इति पाठान्तरम् ॥

અહીં વાદી શંકા કરે છે.

મૂલાર્થ—આ પ્રમાણે કાલ અપ્રદેશો અનંતગુણા થવા જોઇએ. કારણકે અનંતગુણ સ્થાનોને વિષે રાશી પણ અનંતી થાય. (૭)

एवमिति यदि प्रतिगुणस्थानकं कालाप्रदेशराशयोऽभिधीयन्ते, ततो भावाप्रदेशेभ्यः कालाप्रदेशा अनन्तगुणाः प्राप्नुवन्ति। यतोऽनन्तेष्वेकगुणकालकद्विगुणकालकत्रिगुणकालकादिष्वनन्तगुणकालकपर्यवसानेषु गुणस्थानकेषु राशयोऽप्यनन्ता भवन्ति, अथ चाऽसंख्यातगुणत्वमिष्यत इति ॥ ७ ॥

ટીકાર્થ—એ પ્રમાણે જો દરેક ગુણસ્થાનકે કાલ અપ્રદેશ રાશી કહેશો તો ભાવ અપ્રદેશ કરતાં કાલઅપ્રદેશો અનંતગુણા થશે. કારણકે એક ગુણકાલક, બે ગુણકાલક, ત્રણ ગુણકાલકાદિ અનંત ગુણકાલક પર્યંત અનંત ગુણસ્થાનકોને વિષે પણ અનંત રાશીઓ થાય છે. છતાં તમો કાલ અપ્રદેશો અસંખ્યાતગુણા કહો છો. (૭)

अत्रोत्तरम्—

**भण्णइ एगगुणाणवि, अणंतभागंमि जं अणंतगुणा।**
**तेणासंखगुणच्चिय, हवंति नाणंतगुणिअत्तं ॥ ८ ॥**

અહીં શાસ્ત્રકાર ઉત્તર આપે છે.

મૂલાર્થ—જે કારણથી અનંતગુણ કાલકરાશી એક ગુણ કાલકાદિ રાશીના કરતાં પણ અનંતમા ભાગે છે, તે કારણથી કાલ અપ્રદેશો અસંખ્યાતગુણા છે. અનંતગુણા નથી. (૮)

---

१ 'भवन्ति' इति क्वचित्।

एकगुणकालकत्वादीनामप्यनन्तगुणकालकत्वादयोऽनन्तभाग एव वर्त्तन्ते, तेन भावाप्रदेशेभ्यः कालाप्रदेशाः परमाणुस्कन्धा असंख्यातगुणा एव भवन्ति, न त्वनन्तगुणा इति। अयमभिप्रायः— एकगुणकालकात्प्रभृति एकाद्येकोत्तरेण गुणवृद्ध्योत्कृष्टसंख्यातगुणकालं यावत्संख्यातानि गुणस्थानकानि लभ्यन्ते, ततः परमेकेनापि गुणेन वृद्धौ जघन्याऽसंख्यातगुणकालकपुद्गलस्कन्धो व्यपदिश्यते। ततः प्रभृत्येकाद्येकोत्तरेण गुणवृद्ध्योत्कृष्टासंख्यातगुणकालं यावदसंख्यातानि गुणस्थानकानि लभ्यन्ते, ततः परमेकेनापि गुणेन वृद्धौ जघन्यानन्तगुणकालकपुद्गलस्कन्धो व्यपदिश्यते। ततः प्रभृत्येकाद्येकोत्तरेण गुणवृद्ध्योत्कृष्टानन्तगुणकालं यावदनन्तानि लभ्यन्ते, तथा च सति यद्यप्यनन्तगुणकालकत्वादीनां पुद्गलस्कन्धानामनन्ता राशयोऽभिहिताः। तथाप्यनन्तस्यानन्तभेदत्वाद्वक्ष्यमाणैकगुणद्रव्यराशि १ संख्यातगुणद्रव्यराशि २ असंख्यातगुणद्रव्यराशि ३ अनन्तगुणद्रव्यराशि ४ रूपराशिचतुष्टये एकगुणकालकत्वादिद्रव्यराशेरपेक्षयाऽनन्तगुणकालकत्वादिद्रव्यराशेः समग्रस्याप्यनन्तभागत्वेनाभिहितत्वात्तचेह लघ्वनन्तत्वं ज्ञेयम्। ततः कालाप्रदेशानां नानन्तगुणत्वम्, अपि तु असंख्यातगुणत्वमेवेति ॥ ८ ॥

ટીકાર્થ—એક ગુણ કાલકાદિ કરતાં પણ અનંતગુણ કાલકાદિ અનંતમા ભાગે વર્તે છે. તે કારણથી ભાવ અપ્રદેશ થકી કાલ અપ્રદેશ પરમાણુ સ્કંધો અસંખ્યાતગુણા જ છે. અનંતગુણા નથી. આનું રહસ્ય આ છે. એક ગુણકાલકથી માંડી એક આદિ એક ઉત્તર ગુણ વૃદ્ધિથી ઉત્કૃષ્ટ સંખ્યાત ગુણકાલક સુધી સંખ્યાતા ગુણસ્થાનકો

---

१ ततः परं 'एकाद्येकोत्तरेण गुणवृध्योत्कृष्टसंख्यातगुणकालकपुद्गलस्कन्धो व्यपदिश्यते ततः प्रभृति' एतावानधिकः पाठ एकपुस्तकमात्राधारत्वान्मूले नादृतः ॥

મળે છે. ત્યારપછી એક ગુણ વધે છતે જઘન્ય અસંખ્યાત ગુણકાલક પુદ્ગલ સ્કંધ કહેવામાં આવે છે. ત્યારપછી એક આદિ એક ઉત્તર ગુણવૃદ્ધિથી ઉત્કૃષ્ટ અસંખ્યાત ગુણકાલક સુધી અસંખ્યાતગુણ સ્થાનક મળે છે. ત્યારપછી એક ગુણ પણ વધે છતે જઘન્ય અનંત ગુણકાલક પુદ્ગલ સ્કંધ કહેવામાં આવે છે. ત્યારપછી એક આદિ એક ઉત્તર ગુણ વૃદ્ધિથી ઉત્કૃષ્ટ અનંત ગુણકાલક સુધી અનંતા ગુણસ્થાનક મળે છે. તેમ થયે છતે જો કે અનંત ગુણકાલકાદિ પુદ્ગલ સ્કંધોની અનંતરાશી કહી છે. તો પણ અનંતાના અનંત ભેદ હોવાથી આગળ બતાવવામાં આવતી-એકગુણ દ્રવ્યરાશી ૧, સંખ્યાતગુણ દ્રવ્યરાશી ૨, અસંખ્યાતગુણ દ્રવ્યરાશી ૩, અનંતગુણ દ્રવ્યરાશી ૪, રૂપ.ચાર રાશીમાં એકગુણ કાલકાદિ દ્રવ્યરાશીની અપેક્ષાએ અનંતગુણી કાલકાદિ દ્રવ્યરાશી સમગ્ર અનંતમા ભાગે કહેલ છે. તે અનંતુ પણ નાનું જાણવું. તે કારણથી કાલ અપ્રદેશોને અનંતગણાપણું નથી. પણ અસંખ્યાતગણાપણું જાણવું.

एवं ता भावमिणं, पडुच्च कालापएसया सिद्धा।
परमाणुपोग्गलाइसु, दव्वेऽवि हु एस चेव गमो ॥९॥

મૂળાર્થ—એ પ્રમાણે પ્રથમ ભાવને આશ્રિ કાલ અપ્રદેશો કહ્યા. દ્રવ્યને આશ્રિ પરમાણુપુદ્ગલોને વિષે આજ પ્રકાર જાણવો. (૯)

एवं तावद्भावं वर्णगन्धादिपरिणामं इममभिहितस्वरूपमेकाद्यनन्तगुणस्थानवर्त्तिनमित्यर्थः। प्रतीत्याश्रित्य कालतोऽप्रदेशाः पुद्गलाः सिद्धाः स्वरूपनिरूपणेन प्रतिष्ठिताः। द्रव्येऽपि द्रव्यपरिणाममप्याश्रित्य परमाण्वादिषु, एवं भावपरिणामाभिहित एव

प्रकारो ज्ञेयः । अयमभिप्रायः—ये परमाणवः परस्परमसंपृक्तास्ते द्रव्यतोऽप्रदेशा उच्यन्त इति ॥ ९ ॥

ટીકાર્થ—એ પ્રમાણે પ્રથમ વર્ણ, ગંધાદિ ભાવપરિણામ કે જેનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે. એક આદિ અનંતગુણ સ્થાનવર્તિ ભાવપરિણામને આશ્રિ કાલથકી અપ્રદેશ પુદ્ગલો, સ્વરૂપ કથન કરીને બતાવ્યા. દ્રવ્યની અંદર દ્રવ્ય પરિણામને આશ્રિ પરમાણુવાદિકને વિષે ભાવપરિણામમાં કહેલ પ્રકાર કાલથી અપ્રદેશરૂપ જાણુવો. આનું રહસ્ય આ છે કે પરસ્પર નહિ મળેલા એવા જે દ્રવ્યથી અપ્રદેશ પરમાણુઓ છે, તે તથા બીજા જે પુદ્ગલ સ્કંધો છે તે જો એક સમય સ્થિતિવાળા હોય તો તે કાળથી અપ્રદેશ જાણવા. (૯)

अथ क्षेत्राऽप्रदेशस्वरूपमाह—

**एमेव होइ खित्ते, एगपएसावगाहणाईसु ।**
**ठाणंतरसंकंतिं, पडुच्च कालेण मग्गणया ॥ १० ॥**

હવે ક્ષેત્ર અપેક્ષાથી કાલ અપ્રદેશ બતાવે છે.

મૂલાર્થ—દ્રવ્યની માફક ક્ષેત્રમાં જાણવું. આકાશના એક પ્રદેશમાં અવગાહીને રહેલ જે પુદ્ગલસ્કંધો આ સ્કંધોનું અન્ય સ્થાનકમાં જવું, આને આશ્રિ કાલથી અપ્રદેશો જાણવા. (૧૦)

एवमेव द्रव्यपरिणामवद्भवति, क्षेत्रे क्षेत्रमधिकृत्य एकप्रदेशावगाढादिषु पुद्गलभेदेषु स्थानान्तरगमनं प्रतीत्य कालेन कालाप्रदेशानां मार्गणा । अयमभिप्रायः—यथा द्रव्यपरिणाममाश्रित्य परमाणवो द्रव्यतोऽप्रदेशास्तथैकैकनभःप्रदेशावगाहितायां सत्यां

१ कालाप्रदेशरूप. २ ये ये परमाणव. पुद्गलाश्चसमयस्थितिकास्ते कालाप्रदेशा इतरे कालसप्रदेशाः ३ क्षेत्रापेक्षयाकालाप्रदेशसद्भावमाह:—

स्वस्वक्षेत्रममुञ्चन्तः क्षेत्रतोऽप्रदेशाः पुद्गला उच्यन्ते । यदा यदा तु स्वस्वक्षेत्रं विमुच्य क्षेत्रान्तरेषु पुद्गलाः संचरन्ति, [ प्रतिस्थानं ] च समयमेकमवतिष्ठन्ते, तदा तदा कालतोऽप्रदेशाः पुद्गला व्यपदिश्यन्ते इति ॥ १० ॥

**ટીકાર્થ**—દ્રવ્યપરિણામની માફક ક્ષેત્રમાં જાણવું. ક્ષેત્રને આશ્રિ એક આકાશપ્રદેશમાં અવગાહીને રહેલ પુદ્ગલ સ્કંધોનું બીજા સ્થાને જવું આને આશ્રિ કાલથી કાલ અપ્રદેશો જાણવા. આનો અભિપ્રાય આ છે કે, દ્રવ્યપરિણામને આશ્રિ પરમાણુઓ દ્રવ્યથી અપ્રદેશ છે. તેમજ એક આકાશપ્રદેશને વ્યાપિ રહેલ પરમાણુસ્કંધો પોતાના ક્ષેત્રને નહી છોડવાથી ક્ષેત્રથી અપ્રદેશ પુદ્ગલો કહેવામાં આવે છે. જ્યારે જ્યારે પુદ્ગલ સ્કંધો પોતાના ક્ષેત્રને છોડી બીજા ક્ષેત્રમાં જાય, અને એક સમય રહે ત્યારે ત્યારે તેને કાળથી અપ્રદેશ પુદ્ગલો કહેવામાં આવે છે. ( ૧૦ )

यथा क्षेत्रत एवमवगाहनादितोऽपीत्येतदुच्यते—

**संकोअविकोअं पिहु, पडुच्च ओगाहणाइ एमेव ।**
**तह सुहुमबायरथिरेयरे य सद्दाइपरिणामं ॥११॥**

ક્ષેત્રની માફક અવગાહનાદિથી પણ કાલ અપ્રદેશ કહે છે.

**મૂળાર્થ**—અવગાહનાના સંકોચ તથા વિકોચપણાને આશ્રિ તેમજ સૂક્ષ્મ—બાદર, સ્થિર—અસ્થિર તથા શબ્દાદિ પરિણામને આશ્રિ કાલથી અપ્રદેશો છે. (૧૧)

अवगाहनायाः संकोचं विकोचं च प्रतीत्य कालाप्रदेशाः स्युः । अयमभिप्रायः—ये परमाणुसंख्यापेक्षया स्तोकनभःप्रदे-

१ 'नया' इति क्वचित् ॥

शावगाहिनो भूत्वा समयमेकं स्थित्वा पुद्गलस्कन्धा बहुतरनभःप्रदेशावगाहिनो भवन्ति, समयमेकं चावतिष्ठन्ते; यदा च बहुतरनभःप्रदेशावगाहिनो भूत्वा समयमेकं स्थित्वा पुनरल्पनभःप्रदेशावगाहिनो भवन्ति, तदा संकोचे विकोचेऽपि सति पुद्गलस्कन्धाः कालतोऽप्रदेशाः स्युः। तथा सूक्ष्मबादरस्थिरास्थिरशब्दमनःकर्मादिपरिणामं च प्रतीत्य कालतोऽप्रदेशाः स्युः। अयमभिप्रायः—ये सूक्ष्मबादरादिपरिणाममापन्नाः पुद्गलस्कन्धा यदा समयमेकमवतिष्ठन्ते, तदा ते कालतोऽप्रदेशाः स्युः ॥ ११ ॥

ટીકાર્થ-અવગાહનાના સંકોચ તથા વિકોચને આશ્રિ કાલથી અપ્રદેશો થાય છે. આનુ આ રહસ્ય છે કે, જે પુદ્ગલસ્કંધો પરમાણુ સંખ્યાની અપેક્ષાએ અલ્પ આકાશપ્રદેશને અવગાહી એક સમય રહી, ફરી ઘણા આકાશપ્રદેશને અવગાહે છે અને એક સમય રહે છે. જ્યારે ઘણા જ આકાશપ્રદેશને અવગાહી એક સમય રહી ફરી અલ્પ આકાશપ્રદેશ અવગાહી પુદ્ગલસ્કંધો થાય છે. ત્યારે સંકોચ, વિકોચ થયે છતે પુદ્ગલસ્કંધો કાલથી અપ્રદેશો છે. તેમજ સૂક્ષ્મ, બાદર, સ્થિર, અસ્થિર, શબ્દપરિણામ, મનપરિણામ અને કર્માદિ પરિણામને આશ્રિ કાલથકી અપ્રદેશો થાય છે. અભિપ્રાય આ છે કે જે સૂક્ષ્મ તથા બાદરાદિ પરિણામને પામેલા પુદ્ગલસ્કંધો જ્યારે એક સમય સ્થિતિકાલ રહે છે ત્યારે તે પુદ્ગલ સ્કંધો કાલથકી અપ્રદેશો છે. (૧૧)

ततश्च—

**एवं जो सव्वोऽवि अ, परिणामो पुग्गलाण इह समए।**
**तं तं पडुच्च एसिं, कालेणं अप्पएसत्तं ॥ १२ ॥**

તતઃ—

મૂલાર્થ—એ પ્રમાણે જૈનશાસનમાં સમગ્ર પુદ્ગલોના

જીવોના ઘણા પ્રદેશની અવગાહના વાળો આ એક પૂર્ણ ગોળો છે. આ ગોળાને ચારે બાજુ તથા ઉર્ધ્વ અધઃ મુજબ છ દિશિની સ્પર્શના છે. તેમજ ચારે તરફ નિગોદથી વ્યાપ્ત છે તેમજ આ ગોળાના ઉત્કૃષ્ટ પદ ઉપર બીજા બાદર નિગોદ તથા સૂક્ષ્મ પૃથિવ્યાદિ જીવો વ્યાપ્ત હોવાથી તાત્વીક આ ઉત્કૃષ્ટ પદ જાણવું.





ઉત્કૃષ્ટ પદને સ્પર્શ કર્યા સિવાય ફરતા ચાર ગોળા છે અને વચમાં એક ગોળો છે લાલ કિનારી વાલા ગોળાની વચમાં શ્યામ રંગથી ચારે કોર પથરાઈ રહેલ નિગોદ જાણવી.

જીવોના અલ્પ પ્રદેશની અવગાહનાવાળો આખંડ ગોળો જાણવો. આ ગોળો નિષ્કુટ લોકના છેડે હોવાથી ત્રણ દિશિની સ્પર્શના છે. બીજી ત્રણ દિશિ અલોકથી આચ્છાદિત હોવાથી તે તરફની સ્પર્શના નથી.



हृत्य कांश्चिच्च प्रदेशानभिव्याप्यापरनभःप्रदेशानपि व्याप्नुवन्तीत्यर्थः । एवमेकगोलकनिष्पत्तिः ॥ ६ ॥

ટીકાર્થ—ઉત્કૃષ્ટપદ કે જે લોકના મધ્યમાં રહેલ ગોળો કે જે ગોળામાં રહેલ ઘણા જીવોના પ્રદેશોથી સ્પર્શાયેલ આકાશ પ્રદેશરૂપ છે, તે ઉત્કૃષ્ટપદ ઇચ્છિત પ્રદેશને નહિ છોડવાવડે એક નિગોદની અવગાહના જેટલીજ બીજી નિગોદો છએ દિશીએ સ્થાપવાથી ગોળો ઉત્પન્ન કરે છે. કેવી રીતે ? તો ઉત્તર આપે છે કે આકાશના એક પ્રદેશની વૃદ્ધિ હાનિથી કેટલાક પ્રદેશો ઇચ્છિત અવગાહનાને છોડવાથી તેમજ કેટલાએક પ્રદેશો ઇચ્છિત અવગાહનાને આક્રમણ કરવાથી ગોળો ઉત્પન્ન થાય છે. આનો અભિપ્રાય એવો છે કે જે વિવક્ષિત અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું ક્ષેત્ર કે જે અસંખ્યાતા આકાશ પ્રદેશરૂપ છે; આ ક્ષેત્રને વિષે એક નિગોદ રહી છે. તેમજ તેજ ક્ષેત્રમાં બીજી અસંખ્યાતી નિગોદો રહી છે તથા વિવક્ષિત નિગોદની અવગાહનાની અપેક્ષાએ બીજી કેટલી નિગોદો આકાશના કેટલાક પ્રદેશોને છોડીને રહી છે, તેમજ કેટલીએક નિગોદો આકાશના કેટલાક પ્રદેશોને વ્યાપીને પણ રહી છે. આ મુજબ એક ગોળો બને છે.

स्थापना[1] चेयम् । गोलकान्तरकल्पनायायाह—

**तत्तो च्चिअ गोलाओ, उक्कोसपयं मुइत्तु जो अन्नो ।**
**होइ[2] निगोओ तंमिवि अन्नो निप्फज्जई गोलो ॥७॥**

સ્થાપના નીચે છે.

હવે બીજો ગોળો બતાવે છે,

મૂળાર્થ—પૂર્વે કહેલા ગોળાના ઉત્કૃષ્ટપદને છોડી જે

१ स्थापना तु तद्विदः सकाशाज्ज्ञेया । २ 'हुंति,' 'होंति' इत्यपि क्वचित् ।

બીજી નિગોદો રહી છે, તેમાંજ બીજા ઉત્કૃષ્ટપદથી બીજો ગોળો બને છે. (७)

तमेवोक्तलक्षणं गोलकमाश्रित्यान्यो निष्पद्यते गोलः। कथम्? उत्कृष्टपदं प्राक्तनगोलकसंबन्धि विमुच्य योऽन्यो भवति निगोदस्तस्मिन्नुत्कृष्टपदकल्पनेनेति। अयमाशयः—प्रागुत्कृष्टपदमाश्रित्य विवक्षितनिगोदावगाहनायां यानि यानि प्रदेशपरिवृद्धिहानिभ्यां निगोदान्तराणि स्थापितानि तेष्वेकतरमपि निगोदमाश्रित्य निगोदान्तरस्थापनेन गोलकान्तरं निष्पद्यत इति ॥ ७ ॥

टीकार्थ—તે પૂર્વે કહેલા ગોળાને આશ્રિને જ બીજો ગોળો બને છે. કેવી રીતે? તો ઉત્તર આપે છે કે પ્રથમના ગોળા સંબંધી ઉત્કૃષ્ટપદને છોડીને જે બીજી નિગોદો રહી છે તેમાં ઉત્કૃષ્ટપદની કલ્પનાથી બીજો ગોળો બને છે. આનું રહસ્ય આ છે કે પ્રથમના ઉત્કૃષ્ટપદને આશ્રિ વિવક્ષિત નિગોદની અવગાહનામાં એક એક આકાશપ્રદેશની વૃદ્ધિ-હાનિવડે જે જે નિગોદો સ્થાપી છે, તેમાં કોઇ એક પણ નિગોદને આશ્રિ બીજી નિગોદો સ્થાપવા વડે બીજો ગોળો બને છે. અર્થાત્ એક એક આકાશપ્રદેશની વૃદ્ધિ-હાનિવડે જે નિગોદો રહી છે તેમાં પ્રથમના ઉત્કૃષ્ટપદને સ્પર્શ્યા વિના નવીન ઉત્કૃષ્ટપદ સ્થાપવું આને બીજો ગોળો શાસ્ત્રકાર કહે છે, આજ મુજબ બીજા અસંખ્યાતા ગોળાઓ થાય છે. (७)

तथा च सति यत्स्यात्तदाह—

**एवं निगोयमित्ते, खित्ते गोलस्स होइ निप्फत्ती ।**
**एवं निप्फज्जंते, लोगे गोला असंखिज्जा ॥ ८ ॥**

હવે ગોળાઓની જે સંખ્યા થાય છે તેજ બતાવે છે.

मूलार्थ—આ પ્રમાણે નિગોદ માત્ર ક્ષેત્રમાં ગોળાની

ઉત્પત્તિ થાય છે અને આજ રીત પ્રમાણે અસંખ્યાતા ગોળા બને છે. (૮)

एवमुक्तक्रमेण प्रतिनिगोदं निगोदान्तरस्थापनारूपेण निगोदमात्रे क्षेत्रे विवक्षितविविक्तैकैकनिगोदावगाहनास्वरूप आकाशखण्डे गोलकस्य भवति निष्पत्तिः, विवक्षितनिगोदावगाहनातिरिक्तनिगोददेशानां गोलकान्तरानुप्रवेशात् । एवं च निष्पद्यन्ते लोके गोला असंख्येयाः, सकलस्यापि लोकाकाशस्य निगोदकदम्बकावरुद्धत्वात् । निगोदावगाहनायाश्चाङ्गुलासंख्येयभागरूपत्वात्, प्रतिनिगोदावगाहनं च गोलकनिष्पत्तेरिति ॥ ८ ॥

ટીકાર્થ—આ મુજબ પ્રથમ કહેલ ક્રમ પ્રમાણે દરેક નિગોદે જુદી જુદી નિગોદો સ્થાપવાવડે નિગોદ માત્ર ક્ષેત્રમાં ઇચ્છિત જુદી જુદી એક એક નિગોદની અવગાહનાવાળા આકાશપ્રદેશમાં ગોળાની ઉત્પત્તિ બને છે. ઇચ્છિત નિગોદની અવગાહનાથી ભિન્ન નિગોદના દેશોની અવગાહના જુદા ગોળામાં પ્રવેશ થાય છે, અગર સ્પર્શના થાય છે. આ મુજબ લોકમાં અસંખ્યાતા ગોળાઓ બને છે. કારણકે સંપૂર્ણ લોકાકાશના પ્રદેશો તે નિગોદના સમૂહે અવગાહ્યો છે, અગર આચ્છાદિત કર્યો છે. નિગોદની અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી છે અને દરેક નિગોદે ગોળાની ઉત્પત્તિ થાય છે. (૮)

अथ किमिदमेव प्रतिगोलकं यदुत्कृष्टपदं तदेव ग्राह्यम् ? उतान्यत् ? इति अस्यामाशङ्कायामाह—

ववहारनएण इमं, उक्कोसपयावि इत्तिया चेव ।
जं पुण उक्कोसपयं, निच्छइयं होइ तं वुच्छं ॥ ९ ॥

દરેક ગોળાએ રહેલ ઉત્કૃષ્ટપદ તે ઉત્કૃષ્ટપદ ગણવું. કે બીજું ? આનો ઉત્તર આપે છે.

મૂલાર્થ—વ્યવહાર નયથી આજ ઉત્કૃષ્ટપદ જાણવું ? જ્યારે આજ ઉત્કૃષ્ટપદ લઇએ ત્યારે ઉત્કૃષ્ટપદ અસંખ્યાતા થાય માટે આ ઉત્કૃષ્ટપદ ન ગણવું, નિશ્ચયથી ઉત્કૃષ્ટપદ જેને કહે છે, તે બતાવે છે. (૯)

व्यवहारनयेन सामान्येनेदमन्तरव्यावर्णितस्वरूपमुत्कृष्टपदमुक्तं काक्वा चेदमध्येयम् । अनुक्तस्यापि किंशब्दस्य गम्यमानत्वात् । ततश्च किमिदमुत्कृष्टपदं ग्राह्यम् ? अपि तु न ग्राह्यमेवेति तात्पर्यम् । कुतः? 'उक्कोसपयावि इत्तिया चेव' इति न केवलं गोलका असंख्येयाः, उत्कृष्टपदान्यपि प्रतिपरिपूर्णगोलकस्पर्शनाप्ररूपितानि एतावन्त्येव असंख्येयान्येव भवन्ति । यस्मात्ततो न नियतमुत्कृष्टपदम्, किं च न स्यान्निष्कुटासन्नत्रिदिक्स्पर्शिखण्डगोलकान् विहाय शेषगोलकानां षड्दिक्स्पर्शिनां सर्वेषामपि समानगोलकान्तरैः समानस्पर्शनयुक्तत्वादिति भावः । यत्पुनरुत्कृष्टपदं नैश्चयिकं निश्चयनयसंमतं भवति सर्वोत्कर्षयोगात् यदिह ग्राह्यं तद्वक्ष्येऽनन्तरगाथया ॥ ९ ॥

ટીકાર્થ—સામાન્યથી હમણાજ જેનું સ્વરૂપ બતાવ્યું છે તે ઉત્કૃષ્ટપદ લેવું ? અર્થાત્ તે ન લેવું. કેમ ન લેવું ? ઉત્તર જેમ ગોળા અસંખ્યાતા છે તેમ ઉત્કૃષ્ટપદો પણ પૂર્ણ ગોળાને આશ્રિને કહેવાથી તે પણ અસંખ્યાતા થાય. તે કારણથી તે ઉત્કૃષ્ટપદ ન ગણવું. લોકના છેડે નિષ્કુટ પાસે ત્રણ દિશિને સ્પર્શી થતા ખંડ ગોળાને છોડી બાકીના ગોળાઓ છ દિશિમાં બધે રહેવાથી સમાન બીજા ગોળાઓની સરખીજ સ્પર્શના હોવાથી તે ઉત્કૃષ્ટ પદ ન થાય. ત્યારે હવે જે નિશ્ચયથી ઉત્કૃષ્ટપદ માન્યું છે; સર્વથી મોટું તેજ અ લેવું, (૯)

तदेवाह—

**वायरनिगोयविग्गहगइयाईं जत्थ समहिया अन्ने ।**
**गोला हुज्ज सुबहुया, निच्छइयपयं तदुक्कोसं ॥१०॥**

તેજ વાત નીચેની ગાથામાં બતાવે છે.

મૂળાર્થ—બાદર નિગોદ તથા વિગ્રહ ગતિના જીવો, સૂક્ષ્મ ગોળાઓ ઉપર જ્યાં ઘણા મળે, ત્યાંજ ઉત્કૃષ્ટપદ નિશ્ચયથી સમજવું. (૧૦)

वादराश्च ते निगोदाश्च वादरनिगोदाः कन्दादयः, ते च सूक्ष्मवादरनिगोदसंवन्धिविग्रहगतिकाश्च आदिशब्दादविग्रहगतयोऽपि यत्रोत्कृष्टपदे समधिकाः सूक्ष्मनिगोदगोलकेभ्यः पूर्वोक्तस्वरूपेभ्य उत्कृष्टपदवर्तिभ्योऽधिका अन्ये सूक्ष्मनिगोदगोलकेभ्योऽपरे गोलका भवेयुः सुवहवो नैश्चयिकपदं तदुत्कर्पम् । अयमभिप्रायः—यत्र क्वापि सूक्ष्मा निगोदसंदोहनिष्पन्नाः परिपूर्णगोलकास्तत्र यदि वादरनिगोदा अप्यवगाहन्ते, तत्र च यदि सूक्ष्मनिगोदजीवा वादरनिगोदजीवाश्च सजातीयेषु विजातीयेषु वा वादरनिगोदान्तरेषूत्पित्सवोऽपरेऽपि पृथिवीकायादयो भवान्तरे संचरिष्णवो विग्रहगत्या ऋजुगत्या वा संचरमाणाः सूक्ष्मपृथिवीकायादयस्तु तत्रस्था वावगाहन्ते, तदा च निश्चयनयसंमतमुत्कृष्टपदमिति । वादरनिगोदा हि निराधारा न संभवन्ति, ततः पृथिव्यादिष्वेव स्वस्थानेषु स्वरूपतो भवन्ति न सूक्ष्मनिगोदवत्सर्वत्र, इत्यतो यत्र क्वचिच्च वादरनिगोदादयो भवन्ति तदुत्कृष्टपदं तात्त्विकमिति भावः ॥१०॥

ટીકાર્થ—પ્રથમ ગણાવેલ ઉત્કૃષ્ટ પદવાળા સૂક્ષ્મ ગોલાઓ તેના ઉપર જે ઉત્કૃષ્ટપદવાળા ગોલામાં બાદર નિગોદો કંદાદિ, તે-

१ 'यत्र' इति एकस्मिन्पुस्तके ।

મજ સૂક્ષ્મ નિગોદો સંબંધી વિગ્રહ ગતિવાલા જીવો આદિ શબ્દથી વિગ્રહગતિ વગરના જીવો, જ્યાં વધારે મળે તેને નિશ્ચયથી ઉત્કૃષ્ટપદ કહેવામાં આવે છે. આનો આ અભિપ્રાય છે કે જે કોઈ ઠેકાણે સૂક્ષ્મ નિગોદના સમુદાયથી બનેલ પૂર્ણ ગોલાઓ તેમાં જો બાદર નિગોદો અવગાહે તેમજ સૂક્ષ્મ નિગોદના જીવો તથા બાદર નિગોદના જીવો પોતાનીજ જાતિમાં અગર બીજી જાતિમાં એટલે સૂક્ષ્મ નિગોદ મરી સૂક્ષ્મ નિગોદમાં જતાં બાદર નિગોદ મરી બાદર નિગોદમાં જતાં તેમજ બીજા પૃથ્વી આદિના જીવો ભવાન્તરમાં જતા વિગ્રહ ગતિથી અગર ઋજુ ગતિથી તેમજ ત્યાંજ રહેલા સૂક્ષ્મ પૃથ્વી કાયાદિ જીવો તે સ્થાને અવગાહે તો તે નિશ્ચયથી ઉત્કૃષ્ટપદ જાણવું. બાદર નિગોદો નિરાધાર રહે નહિં, પૃથ્વી આદિને વિષેજ રહે છે. સૂક્ષ્મ નિગોદની માફક સર્વત્ર નથી. માટે જ્યાં તે બાદર નિગોદાદિ હોય ત્યાંજ તાત્વિક ઉત્કૃષ્ટપદ જાણવું. (૧૦)

एतदेव दर्शयन्नाह—

**इहरा पडुच्च सुहुमे, बहुतुल्ला पायसो सगलगोला।**
**तो बायराइगहणं, कीरइ उक्कोसयपयंमि ॥११॥**

આજ વાત ફેર બતાવે છે.

मूलार्थ—જો આ પ્રમાણે ગ્રહણ કરવામાં ન આવે તો, સૂક્ષ્મ નિગોદને આશ્રિ બધા ગોળાઓ પ્રાયે સરખા જ છે. તે કારણથી ઊત્કૃષ્ટપદને વિષે બાદરાદિ જીવોનું ગ્રહણ કરવું. (૧૧)

'इहरा' इति इतरथा बादरनिगोदाश्रयणं विना सूक्ष्मनिगोदान् प्रतीत्य बहुतुल्या निगोदसंख्यया समाना भवन्ति। प्रायोग्रहणं एकादिना न्यूनाधिकत्वे व्यभिचारपरिहारार्थम्। के

एते ? इत्याह—सकलगोला लोकमध्यवर्तिनः संपूर्णगोला नतु लोकान्तवर्तिनः खण्डगोलाः, अतो न नियतं किञ्चिदुत्कृष्टपदं लभ्येत यत एवं ततो बादरनिगोदादिग्रहणं क्रियते । अयमाशयः—अङ्गुलासंख्येयभागमात्रमसंख्याताकाशप्रदेशपरिमाणं क्षेत्रमवगाह्यैकः सूक्ष्मनिगोदोऽवतिष्ठते, अन्येऽप्यसंख्याताः सूक्ष्मनिगोदास्तस्मिँस्तावति क्षेत्रे व्यवतिष्ठन्ते । तत्र सूक्ष्मैकनिगोदावगाहापेक्षया षट्स्वपि दिक्षु क्षेत्रप्रदेशपरिवृद्धिहानिभ्यां येऽपरेऽसंख्यातनिगोदात्मका असंख्येयगोलका यावतीं विवक्षितसूक्ष्मनिगोदक्षेत्रमवगाहन्ते, तत्रैव च यदि बादरनिगोदेभ्यः सूक्ष्मेषु बादरेषु वा निगोदेषूत्पित्सवः, सूक्ष्मनिगोदेभ्यो बादरेषु सूक्ष्मेषु वा निगोदेषूत्पित्सवो विग्रहगत्या ऋजुगत्या वा संचरमाणाः सूक्ष्मपृथिवीकायादयश्च तत्रस्था वा भवान्तरे विग्रहगत्या ऋजुगत्या वा संचरमाणा विवक्षितनिगोदावगाहक्षेत्रमवगाहन्ते, तदुत्कृष्टपदं तात्त्विकमिति भावः ११ ॥

ટીકાર્થ—બાદર નિગોદનો આશ્રય કર્યા વિના સૂક્ષ્મ નિગોદને આશ્રિ નિગોદની સંખ્યાની સમાન, ઘણે ભાગે ગોલાઓ થાય છે. પ્રાયઃ શબ્દનું ગ્રહણ કરવાથી કોઈ નિગોદમાં કદાચ બે ચાર જીવો વધારે ઓછા હોય તોપણ અડચણ નથી. આ કથન લોકમધ્યવર્તિ ગોળાને આશ્રિ જાણવું. ખંડ ગોળાને આશ્રિ ન જાણવું. આ કારણથી નિયમિત ઉત્કૃષ્ટપદ મળી શકશે નહિં માટે બાદર નિગોદાદિનું ગ્રહણ કરવું આનો આશય આ છે. અસંખ્યાતા આકાશના પ્રદેશ પરિમાણ રૂપ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા ક્ષેત્રને અવગાહિને એક સૂક્ષ્મ નિગોદ રહી છે. અને તેટલાજ ક્ષેત્રમાં બીજી અસંખ્યાતિ નિગોદો પણ રહી છે. તેજ ક્ષેત્રમાં સૂક્ષ્મ એક

---

१ इतः प्राक् 'विवक्षित-' इत्यधिकं क्वचित् ॥ २ ' भावः ' इति न क्वचित् ।

નિગોદની અવગાહનાની અપેક્ષાએ છ દિશિમાં એક પ્રદેશની વૃદ્ધિ હાનિ વડે જે બીજી અસંખ્યાતિ નિગોદરૂપ અસંખ્યાત ગોલાઓ જેટલી ઇચ્છિત સૂક્ષ્મ નિગોદની પૃથ્વીને અવગાહે છે તેજ ક્ષેત્રમાં જો બાદર નિગોદ થકી નીકળી સૂક્ષ્મ નિગોદ અગર બાદર નિગોદમાં ઉત્પન્ન થનાર જીવો તેમજ સૂક્ષ્મ નિગોદ થકી નીકળી બાદર નિગોદ અગર સૂક્ષ્મ નિગોદમાં ઉત્પન્ન થનાર જીવો તેમજ વિગ્રહગતિવાળા અગર ઋજુગતિવાળા ચાલતાં તેમજ સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ ત્યાંજ રહેલા અગર ભવાન્તરને વિષે વિગ્રહગતિથી અગર ઋજુગતિથી જતાં ઇચ્છિત નિગોદની અવગાહના ક્ષેત્રને જો અવગાહે તો તે તાત્વિક ઉત્કૃષ્ટપદ કહેવાય આ રહસ્ય જાણવું. (૧૧)

अथ गोलकादीनां प्रमाणमाह—

**गोला य असंखिज्जा, हुंति निगोया असंखया गोले ।**
**इक्किको य निगोओ, अणंतजीवो मुणेयव्वो ॥ १२ ॥**

હવે ગોલાનું પ્રમાણ બતાવે છે.

મૂલાર્થ—ગોલાઓ અસંખ્યાતા છે. નિગોદો પણ અસંખ્યાતિ છે. એક એક ગોલામાં તેમજ એક એક નિગોદમાં અનંતા જીવો છે. (૧૨)

गोला असंख्याता भवन्ति । सकलेऽपि लोकाकाशे तेषामवस्थानादेकैकस्मिंश्च गोले निगोदाः साधारणशरीरिणोऽसंख्याता भवन्ति । एकावगाहनानामसंख्यातानां निगोदानामेव गोलक इति व्यपदेशात् । एकैकस्मिंश्च निगोदेऽनन्ता जीवा ज्ञातव्याः । एतच्चानन्तत्वं सिद्धानन्तकादनन्तगुणितं ज्ञातव्यम् । शास्त्रान्तरेषु–' एगस्स निगोयस्स उ अणंतभागो उ सिद्धिगओ ' इति भणनात् ॥ १२ ॥

ટીકાર્થ—સમગ્ર લોકાકાશને વિષે રહેવાથી ગોલાઓ અસંખ્યાતા છે, એક ગોલાને વિષે સાધારણ શરીરવાલી નિગોદો અસંખ્યાતિ છે. એક સરખી અવગાહનાવાલી અસંખ્યાતિ નિગોદોથીજ ગોલો બને છે. આવું શાસ્ત્રવચન હોવાથી, એક એક નિગોદે અનંતા જીવો છે. આ અનંતુ સિદ્ધના અનંતાથી અનંત ગણું જાણવું. એક નિગોદનો અનંતમો ભાગ સિદ્ધિને પામ્યો છે, આવું શાસ્ત્રનું વચન છે તેથી. (૧૨)

अथ जीवप्रदेशपरिमाणप्ररूपणपूर्वकं निगोदादीनामवगाहनामानमभिधित्सुराह—

**लोगस्स य जीवस्स य, हुंति पएसा असंखया तुल्ला।**
**अंगुलअसंखभागो, निगोयजियगोलगोगाहो ॥१३॥**

હવે જીવ પ્રદેશોનું પરિમાણ બતાવવાપૂર્વક નિગોદોનું અવગાહના પરિમાણ બતાવે છે.

મૂલાર્થ—લોક તથા જીવના પ્રદેશો અસંખ્યાતા છે, તેમજ બન્ને તુલ્ય પણ છે. નિગોદ, જીવ, તેમજ ગોલાઓ, આ ત્રણેની અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી છે. (૧૩)

लोकजीवयोः प्रत्येकमसंख्याताः प्रदेशा भवन्ति, ते च परस्परेण तुल्याः । यावन्तश्चतुर्दशरज्ज्वात्मकस्य समस्तलोकाकाशस्य प्रदेशास्तावन्त एकजीवस्य निजप्रदेशा न न्यूनाधिकाः, केवलिसमुद्घातावस्थायां केवलिना निजप्रदेशैः समस्तलोकाकाशपूरणात्तुल्यतेत्यर्थः । एषां च संकोचविशेषादङ्गुलासंख्येयभागो निगोदस्य तज्जीवस्य गोलकस्य चावगाहनेति ॥ १३ ॥

---

१ ' एव ' इति क्वचित् ॥

ટીકાર્થ—લોક તથા જીવ આ બન્નેના અસંખ્યાતા પ્રદેશો છે, તેમજ તેઓ તુલ્યપણ છે. ચતુર્દશ રજ્જુ પ્રમાણ સંપૂર્ણ આ લોકાકાશના જેટલા પ્રદેશો છે, તેટલાજ એક જીવના પ્રદેશો છે. ઓછા અગર વધુ નથી. કારણકે કેવલી સમુદ્દઘાત અવસ્થામાં કેવલી પોતાના પ્રદેશોથી સંપૂર્ણ લોકાકાશને પૂર્ણ કરે છે, માટે તુલ્ય છે. તેમજ જીવના પ્રદેશોનો સ્વભાવ સંકોચવાલો હોવાથી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી સૂક્ષ્મ નિગોદની અવગાહના; તેમજ તેમાં રહેલ જીવની, તેમજ ગોલાની અવગાહના જાણવી. (૧૩)

निगोदादिसमवगाहनतामेव समर्थयन्नाह--

**जंमि जिओ तं मेव निगोउ तो तम्मि चेव गोलोऽवि।**
**निप्फज्जइ जं खित्ते, तो ते तुल्लावगाहणया ॥१४॥**

હવે નિગોદાદિની સરખી અવગાહના છે તેનુંજ સમર્થન કરતા કહે છે.

સૂત્રાર્થ—જે ક્ષેત્રને વિષે જીવ છે ત્યાંજ નિગોદ છે, ને ત્યાંજ ગોલો બને છે. આ કારણથી આ ત્રણે સરખી અવગાહનાવાલા છે. (૧૪)

यस्मिन् क्षेत्रेऽङ्गुलासंख्येयभागरूपेऽसंख्याततनभःप्रदेशात्मके जीवोऽवगाहते, तस्मिन्नेव निगोदे निगोदमभिव्याप्य जीवस्यावस्थानात् 'तो' इति तदनन्तरं तस्मिन्नेव गोलोऽपि निष्पद्यते आस्ते; विवक्षितनिगोदावगाहनातोऽतिरिक्तशेषनिगोदावगाहना गोलस्यान्तरप्रवेशेन निगोदमात्रा गोलकावगाहनेति। अयमाशयः—येषु यावत्सु नभःप्रदेशेष्वेको निगोदोऽवगाढस्तेषु तावत्स्वेवापरेऽप्यसंख्येया निगोदाः सूक्ष्मपरिणामतयाऽवगाहन्ते। एकैकस्मिंश्च निगोदेऽनंता जीवाः सन्ति। एकैकश्च जीवो विवक्षितनिगोदप्रदेशानभिव्याप्य तिष्ठति।

तेषां चैकावगाहनानामसंख्यातानां निगोदानां गोलक इति संज्ञा। तस्य गोलकस्यैकैकप्रदेशश्रेणिं मुञ्चन्तोऽपरापरप्रदेशश्रेणिं च व्याप्नुवन्तः षट्स्वपि दिक्षु येऽपरे प्रत्यवगाहनमसंख्येया निगोदास्तेषामपि यावानवगाहनाभागो विवक्षितगोलकस्यासीत्, तावान् स एव गोलक उद्धरितस्त्ववगाहनाभागो गोलकान्तरेषु प्रविशतीत्यायातमेकजीवस्य निगोदस्य गोलकस्य समानावगाहनेति ॥ १४ ॥

ટીકાર્થ—અસંખ્યાતા આકાશ પ્રદેશરૂપ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા ક્ષેત્રમાં એક જીવ રહે છે, તેજ ક્ષેત્રમાં નિગોદ રહે છે. એટલે નિગોદને વ્યાપિ જીવ રહે છે, અને તેમાંજ ગોલો રહે છે. ઇચ્છિત નિગોદની અવગાહનાથી બીજી નિગોદની અવગાહના બીજા ગોલામાં ગણવાથી નિગોદ માત્ર અવગાહનાવાલા ગોલા જાણવા. આનો આ આશય છે. જેટલા જે આકાશપ્રદેશોને વિષે એક નિગોદ અવગાહિ છે, તેટલા તેજ પ્રદેશોને વિષે બીજી અસંખ્યાતિ નિગોદો સૂક્ષ્મ પરિણામથી રહી છે. એક એક નિગોદને વિષે અનંતા જીવો છે, એક એક જીવ ઇચ્છિત નિગોદના પ્રદેશોને આશ્રિને રહે છે. તે એક અવગાહનાવાલી અસંખ્યાતિ નિગોદોને ગોલો એમ કહે છે. અગર ગોલો એવી સંજ્ઞા છે. તે ગોલો જેટલા પ્રદેશમાં રહ્યો છે, તેની એક પ્રદેશની શ્રેણીને છોડતા અને બીજી બાજુથી વ્યાપતા બીજી છ દિશીમાં બીજી અસંખ્યાતિ નિગોદો છે, તે નિગોદોમાં જેટલી અવગાહનાથી ઇચ્છિત ગોલો થાય છે તેટલો જ એક ગોલો બીજો જાણવો, અને બાકી રહેલ અવગાહનાનો ભાગ બીજા ગોલામાં ગણવો. આથી પણ જીવ, નિગોદ, તેમજ ગોલાની સરખી અવગાહના જાણવી. (૧૪)

अथ जीवाद्यवगाहनासमतासामर्थ्येन यदेकत्र प्रदेशे जीवप्रदेशमानं भवति, तद्विभणिषुस्तत्प्रस्तावनार्थं प्रश्नं कारयन्नाह—

उक्कोसपयपएसे किमेगजीवप्पएसरासिस्स ।
ह्णेगनिगोयस्स व, गोलस्स व किं समोगाढं ॥१५॥

હવે જીવાદિની સરખી અવગાહનાના સામર્થ્યથી એક આકાશપ્રદેશે જેટલા જીવના પ્રદેશોનું પરિમાણ થાય છે, તે કહેવાની ઈચ્છાવાલા શાસ્ત્રકાર પ્રસ્તાવનાને માટે પ્રશ્ન કરાવતા કહે છે.

मूलार्थ—ઉત્કૃષ્ટપદને વિષે એક જીવના પ્રદેશ રાશી, તેમજ એક નિગોદ તથા એક ગોલાનું શું શું અવગાહ્યું છે? (૧૫)

उत्कर्षेत[1] एकस्मिन्नभःप्रदेश एकजीवप्रदेशराशेर्निगोदस्य गोलकस्य च किं किं समवगाढं भवेत् ? अयं प्रश्नार्थः । लोकाकाशप्रदेशराशितुल्यनिजप्रदेश आत्मा यदा संकोच्य निजप्रदेशान्निगोदमात्रे क्षेत्रेऽवगाहते, तदैकैकस्मिन्नभःप्रदेशे कति जीवप्रदेशाः स्युरिति । एवं निगोदगोलकयोरपि प्रश्नार्थो ज्ञेयः ॥ १५ ॥

टीकार्थ—ઉત્કૃષ્ટપદે એક આકાશપ્રદેશને વિષે એક જીવ પ્રદેશ રાશી, નિગોદ, તેમજ ગોલાનું શું શું અવગાહ્યું છે? આ પ્રશ્નાર્થ છે. લોકાકાશ પ્રદેશરાશી તુલ્ય પ્રદેશવાલો આત્મા જ્યારે સંકોચાઈને પોતાના પ્રદેશોને નિગોદમાત્ર ક્ષેત્રમાં અવગાહે ત્યારે એક આકાશપ્રદેશને વિષે કેટલા જીવ પ્રદેશો હોય, એમ નિગોદ તથા ગોલાને આશ્રિ પ્રશ્નો જાણવા. (૧૫)

तत्र जीवमाश्रित्योत्तरम्—

जीवस्स लोगमित्तस्स सुहुमओगाहणावगाढस्स ।
इक्किक्कंमि पएसे, हुंति पएसा, असंखिज्जा ॥१६॥

[1] उत्कृष्टपदे ।

પ્રથમ જીવ આશ્રિ ઉત્તર આપે છે.

મૂળાર્થ—લોકાકાશપ્રદેશ માત્ર પ્રમાણવાલો જીવ સૂક્ષ્મ અવગાહનાવડે જ્યારે અવગાહે છે, ત્યારે લોકાકાશના એક એક પ્રદેશને વિષે પોતાના અસંખ્યાતા પ્રદેશો હોય છે. (૧૬)

जीवस्य समस्तलोकाकाशप्रदेशसमूहसमाननिजप्रदेशस्य सूक्ष्मावगाहनयावगाढस्यैकैकनभःप्रदेशेऽसंख्याता जीवप्रदेशा भवन्ति। अयमर्थः—सूक्ष्मनामकर्मोदयेन जीवोऽङ्गुलासंख्येयभागरूपं निगोदमात्रं क्षेत्रमवगाहते, तच्चासंख्यातनभःप्रदेशात्मकं समग्रलोकेऽप्यसंख्येया नभःप्रदेशा असंख्यातस्यासंख्यातभेदत्वात् ।। तत एकस्मिन्निगोदावगाढनभःप्रदेशे एकजीवस्यासंख्येयाः स्वप्रदेशा इति। ते च किल कल्पनया कोटीशतसंख्यस्य जीवप्रदेशराशेः प्रदेशदशसहस्रीस्वरूपावगाहनया भागे हृते लक्षमाना भवन्तीति ॥ १७॥

ટીકાર્થ—સંપૂર્ણ લોકાકાશના પ્રદેશના સમૂહ જેટલા પ્રદેશવાલો જીવ છે. આ જીવ જ્યારે સૂક્ષ્મ અવગાહના વડે રહે છે ત્યારે લોકાકાશના એક પ્રદેશ ઉપર પોતાના અસંખ્યાતા પ્રદેશો રાખે છે. આનો અર્થ આ છે. સૂક્ષ્મ નામકર્મના ઉદયથી જીવ અંગુલના અસંખ્યાતમા ભાગ રૂપ નિગોદ માત્ર ક્ષેત્રને અવગાહે છે. તે ક્ષેત્ર આકાશના અસંખ્યાતા પ્રદેશરૂપ છે. સંપૂર્ણ લોકાકાશના પણ અસંખ્યાતા પ્રદેશો છે, કારણ કે અસંખ્યાતાના અસંખ્યાતા ભેદો છે. આ કારણથી એક નિગોદ અવગાહિત આકાશપ્રદેશને વિષે એક જીવના અસંખ્યાતા પ્રદેશો રહે છે. આ પ્રદેશરાશિને કલ્પનાથી સો કોટી અગર એક અબજ પ્રમાણે ગણવી, પછી આ રાશિને જીવની દશહજાર પ્રદેશની અવગાહનાવડે ભાગ દેવાથી એક લાખ જીવપ્રદેશો એક આકાશપ્રદેશ ઉપર આવે છે. (૧૬)

अथनिगोदमाश्रित्याह—

**लोगस्सहिए भागे, निगोयओगाहणाइ जं लद्धं ।**
**उक्कोसपए ऽतिगयं, इत्तियमिक्किक्कजीवाओ ॥१७॥**

હવે નિગોદને આશ્રિ ઉત્તર આપે છે.

મૂલાર્થ—નિગોદની અવગાહનાવડે લોકાકાશના પ્રદેશોને ભાગ આપવાથી જે પ્રદેશો મળે તે પ્રદેશો એક એક જીવ સંબંધી ઉત્કૃષ્ટપદને વિષે જાણવા. (૧૭)

निगोदावगाहनया लोकस्य भागे हृते यल्लब्धमेतावदुत्कृष्टपदेऽतिगतमवगाढं निगोदसंबद्धादेकैकजीवात्। अयमर्थः-असंख्यातप्रदेशोऽपि लोकः किल प्रदेशकोटीशतमानः कल्प्यते, एकनिगोदावगाहना च प्रदेशदशसहस्रीमाना ततश्च कल्पितलोकप्रदेशराशेःकल्पितनिगोदावगाहनया[1] भागे हृते लक्षा[2] लभ्यते, सा[3] चानन्तजीवात्मकस्य निगोदस्य संबन्धिन एकैकजीवस्य सैल्का[4] उत्कर्षतः एकस्मिन्नभःप्रदेशेऽवगाढेति[5] ज्ञातव्यम्[6] । अनेन निगोदसत्कमुत्कृष्टपदे यदवगाढं तद्दर्शितम् ॥ २७ ॥

ટીકાર્થ—નિગોદની અવગાહનાવડે લોકાકાશના પ્રદેશોને ભાગ આપવાથી જેટલી સંખ્યા મળે તેટલી સંખ્યા નિગોદ સંબંધિ એક એક જીવની ઉત્કૃષ્ટપદને વિષે રહેલી જાણવી. આનો અર્થ આ છે. અસંખ્યાત પ્રદેશરૂપ લોક છે તો પણ કલ્પનાવડે લોકને સો કોટી અગર એક અબજ પ્રદેશવાળો કલ્પવો. એક નિગોદની અવગાહના દશહજાર પ્રદેશની જાણવી. પછી કલ્પીત લોકાકાશ પ્રદેશરાશિને કલ્પીત નિગોદની દશ હજાર પ્રદેશની અવગાહનાવડે ભાગ

---

१ 'ना भागे' इत्यपि । २ 'लक्षम्' । ३ 'तच्चा' । ४ 'सत्कम्' । ५ वगाढमिति । ६ ज्ञातव्या ॥

હેવાથી એક લાખ પ્રદેશો મળે છે. આ સંખ્યા અનંત જીવરૂપ નિગોદ સંબંધિ એક એક જીવની ઉત્કૃષ્ટપણાથી આકાશના એક પ્રદેશને વિષે રહેલી જાણવી. આ કહેવાથી નિગોદ સંબંધિ જે સંખ્યા રહેલી છે, તે બતાવી. અર્થાત્ એક જીવ આશ્રિ એકલાખ પ્રદેશો અને નિગોદ આશ્રિ અનંત જીવો હોવાથી અનંત લાખ પ્રદેશો એક આકાશપ્રદેશમાં રહે છે. ( ૧૭ )

अथ गोलकसत्कं यत्तत्रावगाढं तद्दर्शयति—

**एवं दव्वट्ठाए, सव्वेसिं इक्कगोलजीवाणं ।**
**उक्कोसपयमइगया, होंति पएसा असंखगुणा ॥१८॥**

હવે ગોલા આશ્રિ એક આકાશપ્રદેશ ઉપર જેટલા પ્રદેશો રહ્યા છે તે બતાવે છે.

મૂલાર્થ—એ મુજબ દ્રવ્ય અપેક્ષાએ એક ગોલામાં રહેલા સમગ્ર જીવોના પ્રદેશો ઉત્કૃષ્ટપદને વિષે અસંખ્યાતગુણા રહ્યા છે. ( ૧૮ )

यथा निगोदजीवेभ्योऽसंख्येयगुणास्तत्प्रदेशा उत्कृष्टपदेऽतिगताः, एवं द्रव्यार्थतया न तु प्रदेशार्थतया 'सव्वेसिं' इति सर्वेभ्यः 'इक्कगोलजीवाणं' इति एकगोलगतजीवद्रव्येभ्यः सकाशादुत्कृष्टपदमतिगता भवन्ति प्रदेशा असंख्यातगुणाः । इह किलानन्तजीवोऽपि निगोदः कल्पनया लक्षजीवः। गोलकश्चासंख्यातनिगोदोऽपि कल्पनया लक्षनिगोदः, ततस्तस्य लक्षस्य लक्षगुणने कोटीसहस्रसंख्याः कल्पनया गोलके जीवा भवन्ति। तत्प्रदेशानां च लक्षं लक्षमुत्कृष्टपदेऽतिगतमतश्चैकगोलकसंख्याया लक्षगुणने कोटीकोटीदशकसंख्या एकत्र प्रदेशे कल्पनया जीवप्रदेशा भवन्ति ॥ १८ ॥

---

१ आश्रित्य.

ટીકાર્થ—જેમ નિગોદમા રહેલ જીવો કરતાં તેના પ્રદેશો અસખ્યાતગુણા ઉત્કૃષ્ટપદને વિષે રહ્યા છે, તેમ પર્યાય અપેક્ષાએ નહિ પણ દ્રવ્ય અપેક્ષાએ એક ગોલામા રહેલ સમગ્ર જીવોને આશ્રિ ઉત્કૃષ્ટપદને વિષે અસખ્યાતા પ્રદેશો રહ્યા છે. અહિ અનત જીવરૂપ નિગોદ છતાં, કલ્પનાથી એક લાખ જીવ ગણવા એક ગોલો અસખ્યાત નિગોદવાળો છતા, કલ્પનાથી એક લાખ નિગોદવાળો ગણવો. ત્યારપછી લાખને લાખે ગુણવાથી એક હજાર કોટી કલ્પનાવડે જીવો એક ગોલામા થાય છે, તેમજ જીવના એક એક લાખ પ્રદેશો. ઉત્કૃષ્ટપદને વિષે રહેલ છે, આ વાત પહેલા કહી આવ્યા છીએ. હવે પ્રથમ ગણેલ એ હજાર કોટી જીવો સાથે એક લાખ જીવના પ્રદેશોને ગુણવાથી દશ કોડાકોડી, જીવપ્રદેશો એક આકાશપ્રદેશને વિષે કલ્પનાથી રહે છે

એક આકાશપ્રદેશને વિષે તાત્વિક રીતે અસખ્યાતા અનત અસખ્યાતા પ્રદેશો એક આકાશપ્રદેશ ઉપર રહે છે. જ્યારે એક જીવના અસખ્યાતા પ્રદેશો રહે છે તેવા જીવો એક નિગોદમાં અનતા હોવાથી અસખ્યાતા અનતા આવે છે, તેમજ એક ગોલામાં નિગોદ અસખ્યાતે હોવાથી અસખ્યાતા અનતા અસખ્યાતા જીવપ્રદેશો એક આકાશપ્રદેશને વિષે તાત્વિક રીતે આવે છે. (૧૮)

गोलजीवेभ्यः सकाशादेकत्र प्रदेशेऽसंख्येयगुणा जीवप्रदेशा भवन्तीत्युक्तम् अथ तत्र गुणकारराशेः परिमाणनिर्णयार्थमुच्यते—

**तं पुण केदइएणं, गुणियमसंखिज्जयं भविज्जा हि ।**
**भण्णइ दव्वट्ठाए, जावइया सव्वगोलत्ति ॥ १९ ॥**

ગોલાને આશ્રિ એક આકાશપ્રદેશ ઉપર અસખ્યાતા જીવપ્રદેશો રહે છે આ પ્રમાણે જે શાસ્ત્રકારે કહ્યુ તો તે અસખ્યાત ગુણાકાર રાશિ કયા પ્રમાણવાળી જાણવી? આનો નિશ્ચય કરવાને શાસ્ત્રકાર જણાવે છે.

મૂલાર્થ—તે પૂર્વે કહેલ અસંખ્યાત રાશિ, કેટલા પ્રમાણવાળી રાશિથી ગુણીએ કે જેથી અસંખ્યાત રાશિ થાય? કહીએ છીએ. દ્રવ્યની અપેક્ષાએ જેટલા ગોલા છે, તેટલાથી ગુણવા જેથી ઉક્ત રાશિ આવશે. (૧૯)

तत्पुनरनन्तरोक्तमुत्कृष्टपदातिगतजीवप्रदेशराशिसंबन्धि कियता किंपरिमाणेनासंख्येयराशिना गुणितं सत् 'असंखिज्जयं' इति असंख्येयकमसंख्यातगुणनाद्वारायातं भवेत् स्यात्? इति भण्यते। अत्रोत्तरं—द्रव्यार्थतया न तु प्रदेशार्थतया यावन्तः सर्वगोलकाः सकललोकगोलकास्तावन्त एवेति[1] गम्यम्। स चोत्कृष्टपदगतैकजीवप्रदेशराशिर्मन्तव्यः, सकलगोलानां तत्तुल्यत्वादिति ॥ १९ ॥

ટીકાર્થ—તે પૂર્વે કહેલ ઉત્કૃષ્ટપદને વિષે રહેલ જીવપ્રદેશ રાશિ સંબંધિ ગણિત કેટલા પ્રમાણવાળી અસંખ્યાત રાશિથી ગુણીએ કે જેથી અસંખ્યાત રાશિ, અસંખ્યાત ગુણકાર દ્વારા આવી કહેવાય? અહીં શાસ્ત્રકાર ઉત્તર આપેછે. જીવોના પ્રદેશો દ્વારા નહિ પણ જીવદ્રવ્યની અપેક્ષાએ સમગ્ર લોકની અંદર જેટલા ગોલા છે, તેટલા ગોલાથી ગુણાકાર કરવો તે સમગ્ર ગોલાઓ એક જીવના એક આકાશ પ્રદેશ ઉપર રહેલ પ્રદેશ રાશિ જેટલા છે. કારણકે બધા ગોલાઓ તેની તુલ્ય હોવાથી. સારાંશ-આ છે કે, એક ગોલામાં જે સમગ્ર જીવો છે, તેને સમગ્ર ગોલાથી ગુણો અગર એક આકાશ પ્રદેશ ઉપર રહેલ એક જીવના પ્રદેશોથી ગુણો. તે ગુણવાથી જે રાશિ આવે, તે એક ગોલા સંબંધિ જીવ પ્રદેશ રાશિ જાણો. આ ગણીત જાણવું. (૧૯)

किं कारणमोगाहणतुल्लत्ता जियनिगोयगोलाणं।
गोला उक्कोसपएक्कजियपएसेहिँ तो तुल्ला ॥ २० ॥

---

१ गुण्य.

મૂલાર્થ—ગોલાઓ તથા એક આકાશ પ્રદેશ ઉપર રહેલ એક જીવના પ્રદેશો આ બન્ને તુલ્ય શા કારણથી છે ? જીવ, નિગોદ, અને ગોલા આ ત્રણેની અવગાહના તુલ્ય હોવાથી. (૨૦)

'किं कारणं' इति कस्मात्कारणाद्यावन्तः सर्वगोलास्तावन्त एवोत्कृष्टपदगतैकजीवप्रदेशाः ? इति प्रश्नः । अत्रोत्तरम्–अवगाहनातुल्यत्वात् । केषाम् ? इत्याह—जीवनिगोदगोलानामवगाहनातुल्यत्वं चैषामङ्गुलासंख्येयभागमात्रावगाहित्वादिति । यस्मादेवं 'तो' इति तस्माद्गोलाः सकललोकसंबन्धिन उत्कृष्टपदे ये एकस्य जीवस्य प्रदेशास्ते तथा तैरुत्कृष्टपदैकजीवप्रदेशैस्तुल्या भवन्ति ॥ २० ॥

ટીકાર્થ—શા કારણથી કહો છો કે જેટલા ગોલા છે તેટલાજ એક આકાશ પ્રદેશ ઉપર એક જીવના પ્રદેશો છે ? પ્રશ્ન. અહીં ઉત્તર કહે છે કે અવગાહના તુલ્ય હોવાથી. કોની ? કહે છે. જીવ, નિગોદ, અને ગોલાની, આ તુલ્યપણું અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી અવગાહના હોવાથી જાણવું, જે કારણથી આમ છે તો સમગ્ર ગોલાઓ તથા એક આકાશ પ્રદેશ ઉપર રહેલ એક જીવના પ્રદેશો આ બન્ને સરખા થાય છે. (૨૦)

एतस्यैव भावनार्थमुच्यते--

**गोलेहिँ हिए लोगे, आगच्छइ जं तमेगजीवस्स ।**
**उक्कोसपयगयपएस, रासितुल्लं हवइ जम्हा ॥ २१ ॥**

આજ વાત સ્પષ્ટતાથી બતાવે છે.

મૂલાર્થ—સમગ્ર ગોલાથી લોકાકાશના પ્રદેશોને ભાગ

દેવાથી જે રકમ આવે તે એક આકાશ પ્રદેશ ઉપર રહેલ પ્રદેશ રાશિની તુલ્ય જાણવી. આ કારણથી બન્ને તુલ્ય જાણવા. (૨૧)

गोलैर्गोलावगाहनाप्रदेशैः कल्पनया दशसहस्रसंख्यैर्हृते विभक्ते हृतभाग इत्यर्थः । लोके लोकप्रदेशराशौ कल्पनयैककोटीशतप्रमाणे आगच्छति लभ्यते, यत्सर्वगोलकसंख्यास्थानं कल्पनया लक्षमित्यर्थः । तदेकजीवस्य संबन्धिना पूर्वोक्तप्रकारतः कल्पनया लक्षप्रमाणेनैवोत्कृष्टपदगतप्रदेशराशिना तुल्यं भवति । यस्मात्तस्माद्गोला उत्कृष्टपदैकजीवप्रदेशैस्तुल्या भवन्तीति प्रकृतमेवेति । एवं गोलकानामुत्कृष्टपदगतैकजीवप्रदेशानां च तुल्यत्वं समर्थितम् ॥ २१ ॥

ટીકાર્થ—ગોલાની અવગાહના કલ્પનાથી ૧૦) દશ હજાર પ્રદેશોથી, લોકાકાશના પ્રદેશો કલ્પનાથી સો કોટી અગર એક અબજ પ્રમાણને ભાગ આપવાથી કલ્પનાથી એક લાખ ગોલાઓ આવશે, તે ગોલાઓ, તથા એક જીવ સંબંધિ પ્રથમની રીત મુજબ એક આકાશ પ્રદેશ ઉપર રહેલ કલ્પનાથી એક લાખ પ્રમાણુ પ્રદેશો, આ બન્ને તુલ્ય થાય છે; આ કારણથી શાસ્ત્રકાર, ગોલાઓ તથા એક આકાશ પ્રદેશ ઉપર રહેલ એક જીવના પ્રદેશોને સરખા કહે છે. આજ પ્રસ્તુત છે, આ મુજબ ગોલાઓ તથા એક જીવના પ્રદેશો એક આકાશ પ્રદેશ ઉપર રહેલ તે બન્નેના તુલ્યપણાનું સમર્થન કર્યું. (૨૧)

पुनस्तदेव प्रकारान्तरेण समर्थयति—

**अहवा लोगपएसे, इक्किक्के ठवय गोलमिक्किक्कं ।**
**एवं उक्कोसपएक्कजियपएसेसु मायंति ॥ २२ ॥**

વલી આજ વાત બીજી રીતે બતાવે છે.

મૂલાર્થ—અથવા લોકના એક એક પ્રદેશ ઉપર એક એક ગોલાને સ્થાપન કરો, આ પ્રમાણે ગોલાને સ્થાપન કરવાથી ઉત્કૃષ્ટપદને વિષે એક જીવના જેટલા પ્રદેશો રહે છે તેટલા જ પ્રમાણવાલા આકાશ પ્રદેશને વિષે ગોલાઓ થાય છે. (૨૨)

अथवा लोकस्यैव प्रदेशे एकैकस्मिन् स्थापय निधेहि । विवक्षितसमत्वबुभुत्सो गोलमेकैकम् । ततश्चैवमुक्तक्रमस्थापने उत्कृष्टपदे ये एकजीवप्रदेशास्ते तथा तेषु तत्परिमाणेष्वाकाशप्रदेशेष्वित्यर्थः, मान्ति गोला इति गम्यम् । यावन्त उत्कृष्टपदे एकजीवप्रदेशास्तावन्तो गोलका अपि भवन्तीत्यर्थः । ते च कल्पनया किल लक्षमाणा उभयेऽपीति ॥ २२ ॥

ટીકાર્થ—અથવા લોકના એક એક પ્રદેશને વિષે એક એક ગોલાને સ્થાપન કર. હે ઇચ્છિત સરખાપણાને જાણવાને ઇચ્છનાર શિષ્ય ! આ મુજબ ક્રમથી સ્થાપન કરે છતે ઉત્કૃષ્ટપદને વિષે એક જીવના જેટલા પ્રદેશો રહે છે તેટલા જ પરિમાણવાલા આકાશ પ્રદેશોને ગોલા થાય છે, અર્થાત્ એક આકાશ પ્રદેશ ઉપર એક જીવના જેટલા પ્રદેશો છે તેટલાજ પરિમાણવાલા ગોલાઓ પણ છે. કલ્પનાથી બન્ને એક એક લાખ છે. (૨૨)

अथ सर्वजीवेभ्य उत्कृष्टपदजीवप्रदेशा विशेषाधिका इति विभाणेषुस्तेषां सर्वजीवानां च तावत्समतामाह—

गोलो जीवो य समा, पएसओ जं च सव्वजीवावि ।
हुंति समोगाहणया, मज्झिमओगाहणं पप्प ॥ २३ ॥

હવે સર્વ જીવ કરતાં ઉત્કૃષ્ટપદને વિષે રહેલ જીવ પ્રદેશો વિશેષાધિક છે આ વાત કહેવાને ઈચ્છાવાળા શાસ્ત્રકાર તે પ્રદેશો તથા સમગ્ર જીવો આ બન્નેની તુલ્યતા પ્રથમ બતાવે છે.

મૂળાર્થ—ગોલો તથા જીવ આ બન્ને અવગાહનાના પ્રદેશોને આશ્રિ તુલ્ય છે, કારણ કે સર્વ જીવો પણ મધ્યમ અવગાહનાને આશ્રિ સરખી અવગાહનાવાલા છે. (૨૩)

गोलको जीवश्च समौ प्रदेशतोऽवगाहनाप्रदेशानाश्रित्य कल्पनया द्वयोरपि प्रदेशदशसहस्रावगाढत्वात् ' जं च ' इति यस्माच्च सर्वजीवा अपि सूक्ष्मा भवन्ति समावगाहनकाः मध्यमावगाहनामाश्रित्य, कल्पनया हि जघन्यावगाहना पञ्चप्रदेशसहस्राणि । उत्कृष्टा तु पञ्चदश द्वयोश्च मीलनेनार्द्धीकरणेन च दशसहस्राणि मध्यमा भवति ॥ २३ ॥

ટીકાર્થ—ગોલો તથા જીવ અવગાહનાના પ્રદેશોને આશ્રિ બન્ને તુલ્ય છે. કલ્પનાથી આ બન્ને આકાશના દશ દશ હજાર પ્રદેશમાં વ્યાપિને રહ્યા છે, કારણ કે સૂક્ષ્મ સર્વ જીવો પણ મધ્યમ અવગાહનાને આશ્રિ સરખી અવગાહનાવાલા છે. કલ્પનાથી જઘન્ય અવગાહના પાંચ હજાર પ્રદેશની ગણો, અને ઉત્કૃષ્ટતાથી પંદર હજાર પ્રદેશની ગણો, આ બન્ને અવગાહના મેળવી, અડધી કરવાથી મધ્યમ અવગાહના દશ હજાર પ્રદેશની થાય છે. ( ૨૩ )

**तेण फुडं चिय सिद्धं, एगपएसंमि जे जियपएसा ।**
**ते सव्वजीवतुल्ला, सुणसु पुणो जह विसेसहिया॥२४॥**

મૂળાર્થ—ગોલો તથા જીવ આ બન્નેની સરખી અવગાહના હોવાથી આટલી વાત પ્રગટ સિદ્ધ થઈ કે, એક ઉત્કૃષ્ટપદને વિષે જીવોના જે પ્રદેશો રહ્યા છે તે, તથા સમગ્ર

જીવો, આ બન્ને તુલ્ય છે. હવે વિશેષાધિક જેવી રીતે થાય છે, તે તું સાંભળ. ( ૨૪ )

इह किलासद्भावस्थापनया कोटीशतसंख्यप्रदेशस्य जीवस्य प्रदेशदशसहस्रयामवगाढस्यं प्रतिप्रदेशं प्रदेशलक्षं भवति, तच्च पूर्वोक्तप्रकारतो निगोदवर्तिना जीवलक्षेण गुणितं कोटीसहस्रं भवति। पुनरपि च तदेकगोलवर्तिना निगोदलक्षेण गुणितं कोटीकोटीदशकप्रमाणं भवति, जीवप्रमाणमप्येतदेव । तथा हि-कोटीशतसंख्यप्रदेशे लोके दशसहस्रावगाहिनां गोलानां लक्षं भवति । प्रतिगोलकं च निगोदलक्षकल्पनान्निगोदानां कोटीसहस्रं भवति । प्रतिनिगोदं च जीवलक्षकल्पनात्सर्वजीवानां कोटीकोटीदशकं भवति ॥२४॥

ટીકાર્થ—અહિં અસદ્ભાવ સ્થાપનાથી સો કોટી પ્રદેશવાલો જીવ આકાશના દશ હજાર પ્રદેશમાં રહીને આકાશના એક એક પ્રદેશ ઉપર પોતાના એક એક લાખ પ્રદેશો રાખે છે.

આ લાખ પ્રદેશોને નિગોદમાં રહેલ અનંત જીવ છતાં કલ્પનાથી લાખ જીવ ગણી તેને ગુણવાથી એક હજાર કોટી જીવપ્રદેશો થાય છે. ફરી આ સંખ્યાને એક ગોલામાં રહેલ અસંખ્યાતિ નિગોદ છતાં કલ્પનાથી એક લાખ નિગોદ ગણી, ગુણવાથી દશ કોટાકોટી જીવપ્રદેશો થાય છે. જીવનું પ્રમાણ પણ આટલું જ છે, તે બતાવે છે.

કલ્પનાથી સો કોટી પ્રદેશવાલા લોકાકાશને વિષે લોકાકાશના દશ હજાર પ્રદેશમાં વ્યાપિને રહેવાવાલા ગોલાઓ એક લાખ થાય છે. એક એક ગોલામાં નિગોદ એક લાખ કલ્પેલી છે, એક લાખને એક લાખે ગુણવાથી એક હજાર કોટી નિગોદો થાય છે. દરેક નિગોદે જીવ એક લાખ કલ્પ્યા છે, આ એક લાખે ફરી ગુણવાથી દશ કોટાકોટી જીવો થાય છે. આ મુજબ ઉત્કૃષ્ટપદે જીવપ્રદેશો તથા સમગ્ર જીવો આ બન્ને સરખા થાય છે. ( ૨૪ )

अथ सर्वजीवेभ्य उत्कृष्टपदगतजीवप्रदेशा विशेषाधिका इति दर्श्यते—

**जं संति केइ खंडा, गोला लोगंतवत्तिणो अन्ने ।**
**बायरविग्गहिएहिय उक्कोसपयं जमब्भहियं ॥२५॥**

હવે સર્વ જીવો કરતાં ઉત્કૃષ્ટપદને વિષે જીવપ્રદેશો વિશેષાધિક છે તે બતાવે છે.

મૂળાર્થ—લોકને વિષે કેટલાએક ખંડ ગોલાઓ છે, કે જેઓ પૂર્ણ ગોલાથી જુદા છે. ઉત્કૃષ્ટપદ કે જે પ્રથમ ગણાવેલ છે, તેના ઉપર બાદર નિગોદ તથા વિગ્રહ ગતિવાળા જીવો અવગાહવાથી ઉત્કૃષ્ટપદ અધિક થાય છે. (૨૫)

यस्माद्विद्यन्ते केचित्खण्डा गोला लोकान्तवर्तिनः 'अन्ने' इति पूर्णगोलकेभ्योऽपरेऽतो जीवराशिः कल्पनया कोटीकोटीदशकरूप ऊनो भवति, पूर्णगोलकतायामेव तस्य यथोक्तस्य भावात्। ततश्च येन जीवराशिना खण्डगोलकाः पूर्णीभूताः स सर्वजीवराशेरपनीयते, असद्भूतत्वात्तस्य । स च किल कल्पनया कोटीशतमानस्तत्र चापनीते सर्वजीवराशिः स्तोकतरो भवति । उत्कृष्टपदं तु यथोक्तप्रमाणमेवेति । ततो विशेषाधिकं भवति । समता पुनः खण्डगोलानां पूर्णताविवक्षणादुक्तेति । तथा बादरविग्रहिकैश्च बादरनिगोदादिजीवप्रदेशैश्चोत्कृष्टपदं यद्यस्मात्सर्वजीवराशेरभ्यधिकं ततः सर्वजीवेभ्य उत्कृष्टपदजीवप्रदेशा विशेषाधिका भवन्ति। इयमत्र भावना—बादरविग्रहगतिकादीनामनन्तानां जीवानां सूक्ष्मजीवासंख्येयभागवर्तिनां कल्पनया कोटीप्रायसंख्यानां पूर्वोक्तसर्वजीवराशिप्रमाणे प्रक्षेपणेन समतामाप्तावपि तस्य बादरादिजीवराशेः

१ जीवराशेः २ कोटीमाना भगवती सूत्रवृत्तौ ।

कोटीप्रायसंख्यस्य मध्यादुत्कर्षतोऽसंख्येयभागस्य कल्पनया शतसंख्यस्य विवक्षितसूक्ष्मगोलकावगाहनायामवगाहनात्, एकैकस्मिंश्च प्रदेशे प्रत्येकं जीवप्रदेशलक्षस्यावगाढत्वात्, लक्षस्य च शतगुणत्वेन कोटीप्रमाणत्वात्, तस्याश्चोत्कृष्टपदे प्रक्षेपात्, पूर्वोक्तमुत्कृष्टपदजीवप्रदेशमानं कोट्याधिकं भवति ॥ २५ ॥

ટીકાર્થ—લોકની અંદર કેટલાક ખંડ ગોલાઓ છે, કે જે ગોલાઓ પૂર્ણ ગોલાથી જુદા છે. જીવરાશિ પૂર્વે કલ્પનાથી દશ કોટાકોટી ગણી છે તે ખંડ ગોલાને અંગે ઓછી થાય છે.

પૂર્ણ ગોળામાંજ પૂર્વોક્ત સંખ્યા મળે છે. આ કારણથી જેટલી સંખ્યા નાખવા વડે ખંડ ગોળાઓ પૂર્ણ થાય તેટલી જીવરાશિ મૂલ જીવ સંખ્યામાંની ઓછી કરવી, કારણ કે તે જીવરાશિ ખંડગોલામાં નથી, આ જીવરાશિ કલ્પનાવડે એક કોટીની છે, આ જીવરાશિ દશ કોટા કોટી જીવરાશિમાંથી બાદ કરવાથી જીવરાશિ ઓછી થાય છે, અને ઉત્કૃષ્ટપદ તો છે તેટલુંજ હોવાથી વિશેષાધિક છે.

ઉત્કૃષ્ટપદે જીવપ્રદેશો તથા જીવરાશિ આ બન્નેને સરખાપણું પ્રથમ બતાવ્યું, તે તો ખંડગોલાને પૂર્ણગોલા માનીને જાણવું, તથા બાદર નિગોદો તથા વિગ્રહ ગતિવાળા જીવોના પ્રદેશો ઉત્કૃષ્ટપદને વિષે રહેવાથી ઉત્કૃષ્ટપદ સર્વ જીવરાશિથી વિશેષાધિક થાય છે. તાત્પર્ય આ છે કે બાદર નિગોદ તથા વિગ્રહ ગતિવાળા જીવો અનંતા છે, તો પણ તે જીવો સૂક્ષ્મનિગોદ જીવોના અસંખ્યાતમા ભાગ જેટલા છે, કલ્પનાવડે એક કોટી પ્રમાણ ગણી પ્રથમની જીવરાશિ એક કોટી ઓછી કરી છે, તે પ્રમાણે ગણી મૂળ જીવરાશિમાં નાંખવાથી ઉત્કૃષ્ટપદ તથા જીવરાશિ આ બન્ને સરખા થાય છે, તોપણ તે બાદર જીવરાશિ એક કોટી પ્રમાણવાળી છે, ઉત્કૃષ્ટથી તો સૂક્ષ્મ જીવોના અસંખ્યાતમે ભાગે છે, તેમાંથી કલ્પનાવડે સો જીવો ઈચ્છિત સૂક્ષ્મ નિગોદના ગોળા ઉપર અવગાહેલ છે, તે જીવો આકાશના એક એક

પ્રદેશ ઉપર પોતાના એક લાખ પ્રદેશોથી વ્યાપેલા છે. આવા સો જીવો સૂક્ષ્મ નિગોદના ગોળા ઉપર અવગાહેલ હોવાથી લાખને સોએ ગુણવાથી એક કોટી પ્રદેશો ઉત્કૃષ્ટપદને વિષે નાંખવાથી પ્રથમ ગણાવેલ ઉત્કૃષ્ટપદ એક કોટી જીવપ્રદેશોથી અધિક થાય છે. જીવરાશિ કરતાં. (૨૫)

यस्मादेवम्--

**तह्मा सव्वेहिंतो, जीवेहिंतो फुडं गहेयव्वं ।**
**उक्कोसपयपएसा, हुंति विसेसाहिया नियमा ॥२६॥**

મૂળાર્થ—આ કારણથી સર્વ જીવરાશિ કરતાં ઉત્કૃષ્ટપદને વિષે જીવપ્રદેશો વિશેષાધિક થાય છે. આ વાત પ્રગટ જાણવી. (૨૬)

' तम्हा ' इति ॥ २६ ॥

इदमेव प्रकारान्तरेण भाव्यते--

ઉત્કૃષ્ટપદે જીવપ્રદેશો તથા સમગ્ર જીવો આ બન્ને સરખા છે, આજ વાત બીજી રીતે બતાવે છે.

**अहवा जेण बहुसमा, सुहुमा लोएऽवगाहणाए य ।**
**तेणिक्किक्कं जीवं, बुद्धीए विरह्लए लोए ॥ २७ ॥**

મૂળાર્થ—અથવા જે કારણથી લોકને વિષે સૂક્ષ્મ નિગોદના ગોળાઓ ઘણે ભાગે સરખા છે, અવગાહનાને આશ્રિને, તે કારણથી ગોળા સંબંધી એક એક જીવને બુદ્ધિથી ગ્રહણ કરી કેવલિસમુદ્ઘાતની માફક જીવના

એક એક પ્રદેશને લોકાકાશના એક એક પ્રદેશ ઉપર સ્થાપન કરવા, કે જેથી ઉત્કૃષ્ટપદે જીવપ્રદેશો તથા સમગ્ર જીવો બન્નેની તુલ્યતા માલુમ પડશે. (૨૭)

यतो बहुसमाः प्रायेण जीवसंख्यया । कल्पनयैकैकावगाहनायां जीवकोटीसहस्रस्यावस्थानात्खण्डगोलकैर्व्यभिचारपरिहारार्थं चेह बहुग्रहणम् । सूक्ष्माः सूक्ष्मनिगोदगोलकाः कल्पनया लक्षकल्पाः, लोके चतुर्दशरज्ज्वात्मके । तथावगाहनया च समाः कल्पनया दशसु दशसु प्रदेशसहस्रेष्ववगाढत्वात्तस्मादेकप्रदेशावगाढजीवप्रदेशानां सर्वजीवानां च समतापरिज्ञानार्थमेकैकं जीवं बुद्ध्या 'विरलए' इति केवलिसमुद्घातगत्या विस्तारयेत् लोके । अयमत्र भावार्थः—यावन्तो गोलकस्यैकत्र प्रदेशे जीवप्रदेशा भवन्ति कल्पनया कोटीकोटिदशकप्रमाणास्तावन्त एव विस्तारितेषु जीवेषु लोकस्यैकत्र प्रदेशे ते भवन्ति सर्वजीवा अप्येतत्समाना एवेति ॥२७॥

ટીકાર્થ—સૂક્ષ્મ નિગોદના ગોલાઓ જીવની સંખ્યાવડે ઘણે ભાગે સરખા છે, કલ્પનાવડે એક એક ગોલા સંબંધી અવગાહનાને વિષે એક હજાર કોટી જીવો રહ્યા છે, ખંડ ગોળાની સાથે વ્યભિચાર દોષ દૂર કરવાને માટે, બહુ શબ્દનું ગ્રહણ કર્યું છે. આવા ગોલાઓ કલ્પનાથી ચૌદરાજ લોકને વિષે એક લાખ છે. અવગાહનાથી પણ બધા ગોલાઓ એક સરખા છે, કલ્પનાથી દરેક ગોલાઓ આકાશના દશહજાર પ્રદેશને વિષે વ્યાપિને રહ્યા છે. હવે આકાશના એક પ્રદેશને વિષે રહેલા જીવ પ્રદેશો તથા સમગ્ર જીવો આ બન્નેનું સરખાપણું જાણવાને માટે એક એક જીવને બુદ્ધિવડે કેવલી સમુદ્ઘાત ગતિથી વિસ્તારવા લોકને વિષે આનું રહસ્ય આ છે. એક ગોલા સંબંધી જેટલા જીવના

१ सूक्ष्मगोलकाः । २ 'जीव बुद्धया' इति क्वचिन्न दृश्यते ॥ ३ जीवप्रदेशेषु ।

પ્રદેશો છે, કલ્પનાવડે દશ કોટાકોટી છે. તેટલા જ પ્રદેશો, લોકાકાશના એક પ્રદેશ ઉપર છે. કેવલિસમુદ્ઘાતની માફક જીવ પ્રદેશોનો વિસ્તાર કર્યે છતે, જીવો પણ આટલા જ છે. આથી કરીને પણ ઉત્કૃષ્ટ પદે જીવ પ્રદેશો, તથા સમગ્ર જીવો બન્ને તુલ્ય થાય છે ( ૨૭ )

अत एवाह—

**एवंपि समा जीवा, एगपएसगयजियपएसेहिं ।**
**बायरबाहुल्ला पुण, हुंति पएसा विसेसहिया ॥२८॥**

આજ વાત:શાસ્ત્રકાર કહે છે.

મૂળાર્થ—આ પ્રમાણે જીવો તથા એક આકાશ પ્રદેશ ઉપર રહેલ જીવ પ્રદેશો આ બન્ને સરખા છે બાદર નિગોદના જીવપ્રદેશો ઉત્કૃષ્ટ પદમાં નાખવાથી ઉત્કૃષ્ટ પદ વિશેષાધિક થાય છે. ( ૨૮ )

एवमपि न केवलं 'गोलो जीवो य समा' इत्यादिना पूर्वोक्तन्यायेन समा जीवा एकप्रदेशगतैर्जीवप्रदेशैरिति । उत्तरार्द्धस्य तु भावना प्राग्वदवसेयेति ॥ २८ ॥

ટીકાર્થ—આ પ્રમાણે અવગાહનાને આશ્રિ[1] પ્રથમના ન્યાય પ્રમાણે તમામ જીવો તથા ગોલાઓ માત્ર સરખા છે એમ નહીં પણ જીવો તથા એક આકાશ પ્રદેશ ઉપર રહેલ જીવપ્રદેશો આ પણ સરખા છે. ઉત્તરાર્ધનો અર્થ પ્રથમની માફક જાણવો. ( ૨૮ )

अथ पूर्वोक्तराशीनां निदर्शनान्यभिधित्सुः प्रस्तावयन्नाह—

**तेसिं पुण रासीणं, निदरिसणमिणं भणामि पच्चक्खं।**
**सुहगहणगाहणत्थं, ठवणारासिप्पमाणेहिं ॥ २९ ॥**

१ अवगाहनामाश्रित्य ।

હવે પ્રથમ બતાવેલ જીવરાશિ તથા જીવ પ્રદેશો સંબંધી દૃષ્ટાંત બતાવવાને ઈચ્છાવાલા મૂલ શાસ્ત્રકાર પ્રસ્તાવના કરે છે.

મૂલાર્થ—પ્રથમ બતાવેલ જીવરાશિ, તથા ઉત્કૃષ્ટપદને વિષે રહેલ જીવ પ્રદેશો, આ બન્નેની ગણતરી જાણવાને દ્રષ્ટાંત હમણાં પ્રત્યક્ષ રીતે કહું છું. સુખેકરી જ્ઞાન થવાને સારૂં, તથા બીજાને જ્ઞાન કરાવવા સારૂં કલ્પનાવડે સ્થાપન કરેલ જીવ તથા પ્રદેશોના રાશિપ્રમાણથી. (૨૯)

'तेसिं' ॥ २९ ॥

**गोलाण लक्खमिक्कं, गोले गोले निगोयलक्खं तु ।**
**इक्किक्के य निगोए, जीवाणं लक्खमिक्किक्कं ॥ ३० ॥**

મૂલાર્થ—ગોલા એકલાખ છે. દરેક ગોલાએ એક એક લાખ નિગોદ છે. દરેક નિગોદે જીવો એક એક લાખ છે. (૩૦)

'गोलाण' ॥ ३० ॥

**कोडिसयमेगजीवप्पएसमाणं तमेव लोगस्स ।**
**गोलनिगोयजियाणं, दसउ सहस्सा समोगाहो॥३१॥**

મૂલાર્થ—દરેક જીવોના પ્રદેશો સો કોટી પ્રમાણે છે, અને તેટલાજ પ્રદેશો લોકાકાશના પણ છે; ગોલાઓ, નિગોદો, તથા જીવો, આ ત્રણેની અવગાહના સરખી દશ હજાર આકાશ પ્રદેશ વ્યાપિ છે. (૩૧)

'कोडिसयं' ॥ ३१ ॥

१ 'गोले गोले य लक्खमिव तु' इत्यपि पाठः ।

जीवस्सिक्किक्कस्स य, दससहस्सावगाहिणो लोए ।
इक्किक्कंमि पएसे, पएसलक्खं समोगाढं ॥ ३२ ॥

મૂળાર્થ—દરેક જીવો લોકાકાશના દશહજાર પ્રદેશમાં વ્યાપિને રહ્યા છે, તેમજ લોકાકાશના એક એક પ્રદેશને વિષે પોતાના એક એક લાખ પ્રદેશ વ્યાપેલા છે. (૩૨)

' जीवस्स ' ॥ ३२ ॥

जीवसयस्स जहण्णे, पयम्मि कोडीजियप्पएसाणं ।
ओगाढा उक्कोसे, पयंमि वुच्छं पएसग्गं ॥ ३३ ॥

મૂળાર્થ—જઘન્યપદે લોકાકાશના એક પ્રદેશને વિશે સો જીવોના મલી એક કોટી પ્રદેશો વ્યાપેલા છે; ઉત્કૃષ્ટપદે લોકાકાશના એક પ્રદેશને વિષે જેટલા પ્રદેશો રહ્યા છે તે શાસ્ત્રકાર બતાવે છે. (૩૩)

' जीवसयस्स ' ॥ ३३ ॥

कोडिसहस्स जियाणं, कोडाकोडीदसप्पएसाणं ।
उक्कोसे ओगाढा, सव्वाजिया वित्तिंया चेव ॥३४॥

મૂળાર્થ—ઉત્કૃષ્ટપદે લોકાકાશના એક પ્રદેશ ઉપર એક હજાર કોટી જીવોના પ્રદેશો દશ કોટાકોટી રહ્યા છે, સર્વે જીવો પણ આટલાજ છે, એટલે દશ કોટાકોટી છે. (૩૪)

' कोडिसहस्स ' ॥ ३४ ॥

---

१ ' जहन्नो ' इत्यपि । २ एकगोलासत्क । ३ 'वत्तिया' [illegible]

**कोडी उक्कोसपयम्मि बायरजियप्पएसपक्खेवो ।
सोहणयमित्तियं चिय, कायव्वं खंडगोलाणं ॥३५॥**

મૂળાર્થ—ઉત્કૃષ્ટપદને વિષે બાદર જીવોના એક કોટી પ્રદેશો નાંખવા, તેમજ ખંડ ગોલાને આશ્રિ જીવની મૂલ રાશિમાંથી એક કોટી જીવો ઓછા કરવા, આમ કરવાથી ઉત્કૃષ્ટપદ વિશેષાધિક થાય છે. ( ૩૫ )

उत्कृष्टपदे सूक्ष्मजीवप्रदेशराशेरुपरि कोटीप्रमाणो बादरजीवप्रदेशानां प्रक्षेपः कार्यः; शतकल्पत्वाद्विवक्षितसूक्ष्मगोलकावगाढबादरजीवानां तेषां च प्रत्येकं प्रदेशलक्षस्योत्कृष्टपदेऽवस्थितत्वात्, तन्मीलने च कोटीसद्भावादिति । तथा सर्वजीवराशेर्मध्यात् शोधनकमपनयनं ' इत्तियं चिय ' इति एतावतामेव कोटीसंख्यानामेव कर्त्तव्यं; खण्डगोलानां खण्डगोलकपूर्णताकरणे नियुक्तजीवानां तेषामसद्भाविकत्वादिति ॥ ३५ ॥

ટીકાર્થ—ઉત્કૃષ્ટપદે લોકાકાશના એક પ્રદેશને વિષે સૂક્ષ્મ નિગોદ જીવોના જે પ્રદેશો પૂર્વે કહેલા દશ કોટાકોટી રહેલા છે તેના ઉપર બાદર નિગોદ જીવોના એક કોટી પ્રદેશો નાંખવા. કારણકે ઇચ્છિત સૂક્ષ્મ નિગોદના ગોલા ઉપર બાદર સો જીવો અવગાહેલ હોવાથી તેમજ તે સો જીવોના એક એક લાખ પ્રદેશો ઉત્કૃષ્ટપદ ઉપર છે. આ મલવાથી એક કોટી જીવપ્રદેશો થાય છે તેમજ સમગ્ર જીવરાશિમાંથી એક કોટીનું શોધન કરવું એટલે એક કોટી બાદ કરવા. ખંડગોલા પૂર્ણ કરવાને. કારણકે ખંડ ગોલામાં તેટલી જીવરાશિ ઓછી છે. અર્થાત્ ખંડગોલામાં બાદર નિગોદ તેમજ વિગ્રહગતિવાલા જીવો એક કોટી નાંખવાથી બધા ગોલા એક સરખા થાય છે. તો પણ ઉત્કૃષ્ટપદને વિષે બાદર સો જીવોના એક કોટી જીવપ્રદેશો

વધારે હોવાથી સમગ્ર જીવો કરતાં ઉત્કૃષ્ટપદ વિશેષાધિક જાણવું. (૩૫)

**एएसि जहा संभवमत्थोवणयं करिज्ज रासीणं ।**
**सब्भावओ अ जाणिज्ज ते अणंता असंखा वा॥३६॥**

**॥ समाप्तेयं निगोदषट्त्रिंशिका ॥**

મૂળાર્થ—એ પૂર્વે કહેલ જીવરાશિનો ઉપનય જેમ સંભવી શકે તેમ કરી લેવો, યથાર્થપણાથી વિચારીયે તો જીવો અનંતા છે, તેમજ નિગોદો, ગોલાઓ, અસંખ્યાતા છે.

इहार्थोपनयो यथास्थानं प्राग्दर्शित एव ' अणंता ' इति । निगोदे जीवा यद्यपि लक्षमानास्तथाप्यनन्ता एवं सर्वजीवा अपि । तथा निगोदादयो ये लक्षमानास्तेऽप्यसंख्येया अवसेयाः ॥३६॥

इति सूक्ष्मबादरनिगोदगोलकावगाहनाविचारः ॥

इति श्रीभगवत्येकादशशते दशमोद्देशके निगोदषट्त्रिंशिकावृत्तिः समाप्ता॥

ટીકાર્થ:—અહીં અર્થનો ઉપનય, તેના યોગ્ય સ્થાનકે પૂર્વે બતાવેલ છે જ. નિગોદ વિષે જીવો કલ્પનાથી એક લાખ ગણ્યા છે, તોપણ તાત્વિક રીતે જીવો અનંતા છે તેમજ સમગ્ર જીવો પણ અનંતા છે; તેમજ નિગોદો કલ્પનાથી એક લાખગણી છે, તોપણ તાત્વિક રીતે અસંખ્યાતી છે તેમ જાણવું. આ મુજબ સૂક્ષ્મનિગોદ, બાદરનિગોદ, તેમજ ગોલાની અવગાહના સંબંધી વિચાર પૂર્ણ થયો. ( ૩૬ )

**॥ इति सवृत्तिका निगोदषट्त्रिंशिका समाप्ता ॥**

इतिश्री विवाहप्रज्ञप्त्याख्यसूत्रस्यैकादशशतकस्य दशमोद्देशकात् स्थविरेण समुद्धृता निगोदषट्त्रिंशिकाया गुर्जरभाषा श्रीमद् पंन्यासजीश्रीकमलविजयजी गणिशिष्य श्रीमद् पंन्यासजीश्रीकेशविजयजी गणिः तल्लघुभ्राता मुनि देवविजयेन समर्थिता पाटनाख्यनगरे पूर्णगता सं० १९७२ कार्तिकमासे शुक्लपक्षे पंचमी तिथौ शुभं भूयात् ।



## નિગોદ છત્રિશિનો સારાંશ.

( ભગવતીજી સૂત્ર શતક ૧૧ ઉદ્દેશો ૧૦ ).

### ગૌતમસ્વામી પ્રશ્ન.

૧ હે ભગવન્! એક નિગોદને વિષે અનંત જીવો રહે છે, તેમજ તે જીવો પરસ્પર સંકુચિત થઈને રહે છે, તો તે જીવોના પ્રદેશો એક આકાશપ્રદેશને વિષે જઘન્યથી તથા ઉત્કૃષ્ટથી કેટલા રહે છે? તથા સમગ્ર જીવો કેટલા છે?

### ઉત્તર.

૨ હે ગૌતમ! જઘન્યપદે જીવ પ્રદેશો સર્વથી થોડા છે. જઘન્યપદ કરતાં સમગ્ર જીવો અસંખ્યાતગુણા છે. સમગ્ર જીવો કરતાં ઉત્કૃષ્ટપદે જીવપ્રદેશો વિશેષાધિક છે.

૩ જઘન્યપદ કોને કહે છે? ઉત્તર–જે આકાશપ્રદેશને ત્રણ દિશિગત નિગોદની સ્પર્શના છે. ત્રણદિશિ અલોકને લઈ આચ્છા-

દિત થઇ છે, આવા આકાશપ્રદેશને જઘન્યપદ કહે છે. આ જઘન્યપદ ત્રિકુટ કે જે લોકાના છેડે છે, ત્યાં મળે છે.

૪ ઉત્કૃષ્ટપદ કોને કહે છે? ઉત્તર–જે આકાશપ્રદેશને છ દિશિગત નિગોદની સ્પર્શના છે, તેમજ જે આકાશપ્રદેશ ઉપર બાદરનિગોદ તથા વિગ્રહ ગતિવાલા જીવો જ્યાં વધારે સ્પર્શે છે તેને ઉત્કૃષ્ટપદ કહે છે.

૫ ગોલાની ઉત્પત્તિ કેમ થાય છે? ઉત્તર–ઉત્કૃષ્ટપદને સ્પર્શ્યા વિના ગોલાની નિષ્પત્તિ થાય છે. ગોલાની અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી છે. આવા ગોલાઓ અસંખ્યાતા છે, અને બધા ગોલાઓ એક સરખા છે.

૬ ગોલાઓ અસંખ્યાતા છે, એક ગોલામાં અસંખ્યાતી નિગોદ છે, અને એક નિગોદમાં અનંત જીવો છે.

૭ લોક તથા જીવ બન્નેના પ્રદેશો તુલ્ય છે, તેમજ જીવ, ગોલો તથા નિગોદ એ ત્રણેની અવગાહના એક સરખી જ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી છે.

૮ જે ક્ષેત્રમાં જીવ અવગાહેલ છે, તેજ ક્ષેત્રમાં નિગોદ તથા ગોલો પણ અવગાહેલ છે.

## પ્રશ્ન.

૯ એક આકાશપ્રદેશમાં જીવ સંબંધી, નિગોદ સંબંધી તથા ગોલા સંબંધી કેટલા પ્રદેશો અવગાહ્યા છે?

## જીવ સંબંધી ઉત્તર.

૧૦ એક આકાશપ્રદેશમાં જીવ સંબંધી અસંખ્યાતા પ્રદેશો રહ્યા છે, અસંખ્યાતાના અસંખ્યાત ભેદો હોવાથી અસંખ્યાત જાણવા. કલ્પનાથી આ વાત સમજાવે છે જીવના અસંખ્યાત પ્રદેશો છતાં એક અબજ કલ્પો. આ પ્રદેશોમાંથી એક આકાશપ્રદેશને વિષે

એક જીવના એક લાખ પ્રદેશો અવગાહ્યા છે, એક અબજ પ્રદેશને દશહજાર આકાશપ્રદેશ અવગાહી જીવની અવગાહનાથી ભાગ આપવાથી એક લાખ પ્રદેશો આવશે.

## નિગોદ આશ્રિ ઉત્તર.

૧૧ એક આકાશપ્રદેશને વિષે એક નિગોદ આશ્રિ જીવપ્રદેશો અસંખ્ય અનંત છે. કલ્પનાવડે ૧) હજાર કોટી છે, એક નિગોદમાં જીવો અનંતા છે, છતાં કલ્પનાથી એક લાખ ગણો, પ્રથમ ગણાવેલ જીવ સંબંધી એક લાખ પ્રદેશ સાથે નિગોદ સંબંધી જીવ એક લાખ ગુણો જેથી એક હજાર કોટી જીવપ્રદેશો એક આકાશપ્રદેશને વિષે નિગોદ સંબંધી આવશે.

## ગોળા આશ્રિ ઉત્તર.

૧૨ એક આકાશપ્રદેશમાં ગોળા સંબંધી જીવપ્રદેશો વાસ્તવિક અસંખ્ય અનંતાઅનંત છે. કલ્પનાથી દશ કોટાકોટી છે. નિગોદ સંબંધી એક હજાર કોટી જીવપ્રદેશોને ગોળામાં રહેલ એક લાખ નિગોદથી ગુણાકાર કરવાથી દશ કોટાકોટી ગોળા સંબંધી જીવપ્રદેશો થાય છે.

## સમગ્ર જીવોની સંખ્યા બતાવે છે.

૧૩ જીવો વાસ્તવિક અનંતા છે. કલ્પનાથી દશ કોટાકોટી છે. લોકના અસંખ્યાત પ્રદેશો છતાં કલ્પનાથી એક અબજ પ્રદેશવાળા લોકને વિષે દશહજાર પ્રદેશ અવગાહી ગોળાઓ લાખ છે, અને દરેક ગોળામાં નિગોદો લાખ છે. લાખને લાખે ગુણવાથી નિગોદો હજાર કોટી થાય છે. તેમજ દરેક નિગોદે જીવો લાખ કલ્પવાથી ફરી લાખે ગુણવાથી દશ કોટાકોટી જીવો થાય છે.

૧૪ ઉપર બતાવેલ જીવની સંખ્યા પૂર્ણ ગોળાને આશ્રિ જાણવી. પણ કેટલાક ખંડગોળાઓ હોવાથી તેમાં જીવોની સંખ્યા ક-

લ્પનાવડે એક અબજ ઓછી હોવાથી ઉત્કૃષ્ટપદ જીવો કરતાં વિશેષાધિક છે.

૧૫ ઉપર બતાવેલ જીવસંખ્યામાં બાદર નિગોદ તથા વિગ્રહગતિવાળા જીવો એક અબજ નાંખવાથી પ્રથમ ઘટેલ સંખ્યા પૂર્ણ થાય છે, તો પણ ઉત્કૃષ્ટપદ વિશેષાધિક છે. તેજ બતાવે છે.

## ઉત્કૃષ્ટપદ વિશેષાધિક છે.

૧૬ ઉત્કૃષ્ટપદને વિષે ગણાવેલ દશ કોટાકોટી જીવપ્રદેશો છે, આ ઉત્કૃષ્ટપદ ઉપર પૃથ્વીકાય, બાદરનિગોદ. તથા વિગ્રહગતિવાળા જીવો ઘણા અવગાહેલ હોવા છતાં સો જીવો કલ્પો, તેના એક કોટી પ્રદેશો ઉત્કૃષ્ટપદ ઉપર અવગાહેલ હોવાથી જીવસંખ્યા કરતાં ઉત્કૃષ્ટપદ વિશેષાધિક થાય છે.

## મૂળ ગ્રંથકાર કલ્પનાથી જીવાદિકનું સ્વરૂપ બતાવે છે.

૧૭ ગોળાઓ એક લાખ છે, એક એક ગોળામાં નિગોદો એક એક લાખ છે, તેમજ એક એક નિગોદે જીવો એકએક લાખ રહ્યા છે.

૧૮ એક જીવના પ્રદેશો એક અબજ છે અને તેટલાજ પ્રદેશો લોકના પણ છે.

૧૯ જીવ, નિગોદ, તથા ગોળો આ ત્રણેની અવગાહના એક સરખીજ દશ હજાર આકાશપ્રદેશની જાણવી.

૨૦ એક એક આકાશપ્રદેશને વિષે જીવના એક એક લાખપ્રદેશો અવગાહ્યા છે.

૨૧ લોકને છેડે રહેલ જઘન્યપદને વિષે સો જીવોના એક કોટીપ્રદેશો અવગાહ્યા છે.

૨૨ ઉત્કૃષ્ટપદને વિષે એકહજાર કોટી જીવોના પ્રદેશો દશ કોટાકોટી અવગાહ્યા છે.

૨૩ આજ ઉત્કૃષ્ટપદને વિષે જ્યારે બાદર નિગોદ તથા વિગ્રહ ગતિવાળા સો જીવોના એક કોટીપ્રદેશો અવગાહે છે, ત્યારે તાત્વિક ઉત્કૃષ્ટપદ કહેવાય છે. અર્થાત્ જ્યાં વધારે જીવના પ્રદેશો મળે તેજ તાત્વિકપદ જાણવું.

૨૪ જીવો કરતાં ઉત્કૃષ્ટપદ વિશેષાધિક છે. કારણ કે સમગ્ર જીવો દશ કોટાકોટી છે, તેના કરતા ઉત્કૃષ્ટપદ એકકોટી વધારે હોવાથી વિશેષાધિક છે.

૨૫ જીવો તથા ગોળાઓ અનતા તથા અસંખ્યાતા વાસ્તવિક છે. કલ્પનાથી ઉપરનું માન જાણવું.

આ મુજબ નિગોદ છત્રિશિનો સારાંશ પૂર્ણ થાય છે.

